# પતિવૃત્તા સ્ત્રી

## ગુણસુંદરી

(એક વાર્તા)

રચનાર

વિઠ્ઠલદાસ ધનજીભાઇ

હેડમાસ્તર ફીમેલ ટ્રેનિંગ કાલેજ. અમદાવાદ.



અમદાવાદ

"આર્યોદય પ્રેસ."

સંવત ૧૯૪૧.—સન ૧૮૮૯.

કીમત ૬ આના.

# અર્પણ પત્ર.

## શ્રીમંત અખંડ સૌભાગ્યવંતાં બા સાહેબ શ્રી ચંદ્રકુંવરબા સાહેબ.

## સંસ્થાન દેવગઢ બારૈઆ.

### મનાહર છંદ.

રચનાં નવિન ગ્રંથ ઉપજ્યો વિચાર એવો,
કરવો આ ગ્રંથ અરપણ કોઇ રાણીને,
મનમાં વિચારતો હતો હું તેથી વારે વારે
કોઇ ગુણવાન ને ઉદાર રાણી શાણીને,
તેથી સદ્ગુણી સદ્નીતિમાં પ્રવિણ એવાં
બુદ્ધિશાળી રાણી ચંદ્રકુંવરબા જાણીને,
કરૂં અરપણ ગ્રંથ પ્રેમથી પતિવ્રત્તાને
સ્વિકારો ઉદાર મહારાણી પ્રેમ આણીને. ૧

# पतिवृता स्त्री.

## ( गुण सुंदरी. )

### એક વાર્તા.

ઇ. સ. ના તેરમા સૈકામાં દિલ્લી શહેરમાં મોતીચંદશાહ નામે એક ધનાઢ્ય વેપારી રહેતો હતો. તે સ્વભાવે ભોળો, ભલો ને ખુલ્લા દિલનો વાણિઓ હતો. તેણે કૂડકપટ કરીને કાંઇ પૈસો પેદા કર્યો નહતો. તેનો પૈસો પેઢી દરપેઢી ચાલ્યો આવ્યો હતો. એની દોલત એટલી હતી કે તેણે ને તેના બાપ દાદાઓએ ઘણીવાર પાદશાહોને લડાઇને કે એવે બીજે પ્રસંગે નાણાની મદદ કરીને ડૂલતી પાદશાહત રાખી હતી. તેથી રાજ દરબારમાં પણ તેનું માન વિશેષ હતું. મોટી ઉમર થયા પછી તેને એક દીકરો થયો હતો. તેનું નામ ઝવેરચંદ પાડ્યું હતું. ધનવાનનો દીકરો ને વળી મોં જોયો એટલે તે લાડમાં ઉછેર્યો હતો. ઝવેરચંદ મોટો થયો ત્યારે એક મહેતો રાખી તેને લખતાં વાંચતાં શીખવ્યું હતું.

ઝવેરચંદ ગોરવર્ણના સુંદર ચહેરાનો તથા સારા બાંધાનો હતો. કૂદરતે એનામાં સ્વાભાવિક બુદ્ધિ મૂકેલી હતી. જેવો તે દેખાવડો હતો તેવોજ તે દયાળુ મનનો હતો. બહોળે હાથે પૈસો વાપરવામાં એ લાડવાયો હોવાથી એને કોઇ અડચણ કરતું નહિ, તેથી તેના દયાળુ સ્વભાવે કરીને તેનું ઉદાર મન ધોતાળ કે ઉડાઉ જેવું થઇ ગયું હતું. તે પંદર સોળ વરસનો થયો ત્યાંસુધી તેને દુકાનના વહીવટમાં નાખ્યો નહોતો—દુકાનનો વહીવટ કરવાનું તેને કોઇ કહેતું નહોતું. દુકાનમાં જુના અનુભવી ઘણા નોકર ગુમાસ્તા હતા, તે પોત

પોતાનું કામ ઇમાનદારીથી કરતા હતા. મોતીચંદશાહ વૃદ્ધ થયા હતા તોપણ તેમનું શરીર મજબુત હતું—દુકાનનું કામકાજ કરી શકતા હતા. તે ગુમાસ્તા ઉપર દેખરેખ રાખતા ને ગુમાસ્તાઓને હુકમ આપતા. ગુમાસ્તાઓનું વરસ કાંઇ મોટું નહોતું. કોઇને બાર મહિને સો, કોઇને બસેં, કોઇને ત્રણસેં ને મુનીમને પાંચસે રૂપિઆનું વરસ હતું. પણ તેમને વાર તહેવારે મોતીચંદશાહ સરપાવ આપે; લગ્નાદિ ખર્ચ આવે તો ખર્ચો પોતે ઉપાડે અને સારી નોકરી કરનારને ઇનામ આપે, તેથી બધા નોકરો નેકીથી ને ભાવથી નોકરી કરતા હતા.

ઝવેરચંદને આગ્રાના એક સાધારણ ઘરના કપૂરચંદ નામના વાણિયાની દીકરી સાથે પરણાવ્યો હતો. કપૂરચંદે દોકડો દોકડો કરીને પૈસો એકઠો કર્યો હતો. તે પૈસો એટલો નહોતો કે તે ઝવેરચંદની જાનનું ખર્ચ પણ ઉઠાવી શકે. કપૂરચંદની પુત્રી બહુ રૂડી હતી. તેથી તે જાણતો હતો કે જો એ કન્યા પાદશાહ કે કોઇ ઉમરાવની દૃષ્ટિએ પડશે તો તે એને જનાનખાનામાં લઇ જશે. માટે એને એવે ઠેકાણે પરણાવવી કે કોઇ એનું નામ લઇ શકે નહિ. એવું ઠેકાણું માત્ર મોતીચંદશાહનું ઘર હતું. મોતીચંદ શાહે પણ એ કન્યાના રૂપનાં વખાણ સાભળ્યા કે જાનનું સઘળું ખર્ચ પોતે ઉપાડી ઝવેરચંદને પરણાવ્યો હતો. એ કન્યાનું નામ ગુણસુંદરી હતું.

ગુણસુંદરી જેવી રૂપાળી હતી તેવીજ તે સદ્ગુણી હતી. તેનો સ્વભાવ શાંત ને મનહરણ હતો તે નાજુક ને કોમળ મનની હતી. સ્ત્રીઓમાં શોભે એવું એનું મન દયાળુ હતું. એ કાંઇ ભણેલી નહોતી, પણ નાનપણમાંથીજ તેની ધર્મ ઉપર સારી આસ્થા હતી, અને એ આસ્થા સાસરે આવ્યા પછી વધી. ઝવેરચંદ પાસે એણે ભણવાની મરજી જણાવી અને થોડે થોડે તે ધર્મ પુસ્તકો વાંચતાં શીખી.

ઝવેરચંદનું સૂવા બેસવાનું મકાન નોખું હતું. અને એજ મકાનમાં રાત દિવસ ઝવેરચંદને ગુણસુંદરી અભ્યાસમાં, વાક્વિનોદમાં ને હાસ્ય વિલાસમાં પોતાનો વખત કહાડતાં. ગુણસુંદરીના રૂપ ગુણથી ઝવેરચંદ તો મોહાંધ થયો હતો. તેને ગુણસુંદરીની સોબત છોડવી ગમતી નહોતી. ગુણસુંદરી પણ રૂપાળી તો હતીજ, અને અભ્યાસ કરીને અને સારાં સારાં પુસ્તકો વાંચી સાંભળીને એટલી હોશીયાર અને ગુણવાન થઇ હતી કે ઝવેરચંદ ગુણસુંદરીમાં તદ્રૂપ થઇ ગયો હતો. મોતીચંદશાહ પણ પોતાના લાડકા ઝવેરચંદનું નામ દેઇ શકતો નહિ—એનો પડતો બોલ ઉપાડતો હતો.

એક વખત વર્ષાઋતુના દિવસમાં અષાડ માસના અંધારીઆમાં વીજળીઓના ચમકારા થતા હતા. વાદળાંથી આકાશ ઘેરાઇ ગયું હતું. તારો નામે દેખાતો નહોતો. પવનબંધ હતો, તેથી ઝવેરચંદને અને ગુણસુંદરીને ઘણો ધામ થવા લાગ્યો, તેથી તેઓ બંને અગાશીમાં ગાલીચો બિછાવી ખુલ્લી હવામાં પવનની રાહ જોતાં બેઠાં બંને જણાં ઇશ્વર લીલાની વાતો કરેછે એટલામાં રસ્તામાં એક ભૂખે મરતો ભીખારી ભીખ માગવા આવ્યો. તેની કરૂણામય આજીજી સાંભળી તથા વીજળીઓના ચમકારા વચ્ચે અંધારી ઘોર રાત્રિએ ભીખતો જોઇ ઝવેરચંદને દયા ઊપજી. તેના મનમાં તેનું દુઃખ ભાગવાનો વિચાર થઈ આવ્યો. અને તેથી તેણે તેને બોલાવીને પોતાના હાથનું સોનાનું રત્નજડીત કડું આપ્યું. તે લેઇ પેલો ભીખારી ખુશી થતો થતો પોતાના મકાન ભણી ચાલ્યો. તેણે જાણ્યું કે હવે આપણી ભવની ભાવઠ ભાગી. આપણે ભીખારી મટીને શાહુકાર થયા. સવારના પહોરમાં આ કડું વેચીને તેના રૂપિઆ લઇ આવી તેમાંથી આપણા લાયક ઘર બંધાવીશું, છોકરાં છૈયાંને માટે લૂગડાં ઘરેણાં લાવીશું, જમવા માટે ભાતભાતનાં અનાજ લઇશું.

અને ફરવા માટે ગાડી ઘોડા રાખીશું; પણ આ બધો વિચાર કરતાં એને કાંઇ લાંબો વખત ગયો નહિ. માત્ર એ બધું એક બે મિનિટનું કામ હતું. ઝવેરચંદની મેડીએથી એ કાંઇ વધારે દૂર ગયો નહોતો. ઝવેરચંદ બોલાવે તો સાંભળે એટલે છેટે તે ગયો હતો. એટલામાં ઝવેરચંદે તેને પાછો બોલાવ્યો. તે સાંભળતાંજ તેના ગાળા નરમ થઇ ગયા. તે વિચારવા લાગ્યો કે હવે નખોદ ગયું, આપણા સઘળા મનોર્થે ધૂળ મળ્યા કોણ જાણે શા માટે પાછો બોલાવતો હશે? આવું કીમતી કડુ આપ્યું તો આપ્યું પણ હવે તે વિમાસતો હશે. તેના મનમાં તે પાછું લેવાનો વિચાર આવ્યો હશે અને તેથીજ તે પાછો બોલાવતો હશે. નાસી જાઉં તો એ કાંઇ મને પકડી શકે તેમ નથી. પણ ભલા ભગવાન! ના, એમ તો નજ કરવું, જવું તો ખરૂં. જેણે મને આવું કીમતી કડું આપી લક્ષાધિપતિ કર્યો તે બોલાવે તો પાછું કેમ ન જવું? એ કડું એને પાછું લેવું હોય તો ભલે લે એણે આપ્યું હતું ને એ પાછું લેશે એમાં મારૂં શું જવાનું છે? હું ભીખારીછું ને ભીખારી રહીશ એમાં શું? માટે જાઉં તો ખરો; જોઈએ શું કહેછે. એમ વિચારી પાછો વળ્યો, ને બાપજી શું કહોછો એમ કહેતો પાછો અગાશી આગળ આવી ઉભો રહ્યો. તે વખતના ધનવાનો જેવા ભોલાદોલા હતા તેવા ભીખારીઓ પણ ભોળા હતા.

ભીખારી પાછો આવેલો જોઇ ઝવેરચંદે કહ્યું કે લે ભાઇ, આ બીજું કડું પણ લેતો જા. મારે એ એકલું કાંઇ કામનું નથી, ને તારૂં નસીબ એથી ખૂલશે. એમ કહી ભીખારીએ ખોળો ધર્યો તેમાં એ બીજું કડું પણ નાંખ્યું. એ બંને કડાં લેઇ તે ભીખારી ખુશી ખુશી થતો ને આશિર્વાદના વરસાદ વરસાવતો ચાલતો થયો. પ્રથમ ભીખારી ગયો ત્યારે ઝવેરચંદને વિચાર થયો કે મારે આ એક કડું કાંઇ કામમાં

નહિ આવે; તેમ જોઇશે તો બીજી એથી પણ વધારે કીમતી જોડ હું કરાવી શકીશ. પણ જો આ કડું પણ ભીખારીને આપું તો એનું તો આખા ભવનું દળદર જાય. તેથી એને પાછો બોલાવી આ બીજું કડું પણ આપ્યું. આ કામ દયાનું તો ખરૂં, પણ તે વગર વિચાર્યું હતું. એ કડાં વડે તો એ ભીખારીઓને માટે એક ઉદ્યમાલય કહાડી શકત. પણ આ જાતના ઉમદા વિચાર તે વખતના અણસુધરેલા ધનાઢ્યોના મનમાં આવવાની શી આશા! આજના સુધરેલા જમાનાના ધનવાનોના મનમાં પણ એવા વિચારતો જવલ્લેજ આવેછે.

ઝવેરચંદની આવી ઉડાઉ ઉદારતા જોઈ તેની સ્ત્રી ગુણસુંદરી ચકિત થઈ ગઇ. જાતે વાણિઅેણ હતી ને સાધારણ ઘરમાં ઉછરેલી હતી. એના બાપને કંજુસાઇ કરી પૈસો એકઠો કરતો એણે જોયો હતો, તેથી તેનું દિલ જુદીજ તરેહનું હતું. તે દયાળુ હતી તોપણ ઝવેરચંદના આવા કામને તે ઉડાઉપણું ગણવા લાગી. ભીખારીને ખાવાનું આપવું તે ઠીક, ભીખારીઓ તો રોજ ઘણાએ ભીખવા આવે તેને આવી રીતે કીમતી દાગીના આપી દેવા તે ગુણસુંદરીને ઠીક લાગ્યું નહિ. એ તો ચારે દહાડે જોગી થવાનો ધંધો. માટે તેના મનમાં ઝવેરચંદને બે બોલ શીખામણ દાખલ કહેવાનો વિચાર થયો. તે બોલી કે હું આપના પગની રજ છું, ને આપને શીખામણ દેવાને યોગ્ય નથી તોપણ મારા મનમાં જે બે બોલ કહેવાને ઉભરાયછે તે માફ માગીને કહુંછું. માટે દાસીના બોલવાપર ગુસ્સો કરશો નહિ. એમ બોલી કહ્યું કે સ્વામિનાથ! તમે આટલી બધી ઉદારતા ને દયા પેલા ભીખારી તરફ બતાવી તે શાથી? પૈસો કમાતાં કેટલી મહેનત પડે છે, ને તેમનો સંગ્રહ કેવી રીતે થઈ શકે છે તેનો વિચાર આપણા મનમાં આવતો નથી. આપણા બાપદાદા કમાયલા

છે એટલે આપણે તો તૈયાર રસોઇપર જમવા બેસવાનું છે. પણ તે રસોઇની ચીજો પેદા કરનારાને અને પકવનારાને કેટલો પરસેવો ઉતર્યો હશે તે આપણને કેમ માલૂમ પડે? અને તે વગર તેની કીમતની બુજ પણ આપણાથી થાય નહિ. તેતો તેજ જાણે—જેને વીતે તે જાણે. આપણે એક પળમાં બે અમૂલ્ય કડાં બક્ષિસ આપી દીધાં. પણ તે કરાવતાં કમાનારાને કેટલી મહેનત પડી હશે, તેનો આપણે જરા પણ વિચારજ કર્યો નહિ. આપણે મહેનત કરવાની નથી એટલે આપણા મનમાં તે વિચાર આવતો નથી. પણ સ્વામાનાથ! એ પ્રમાણે આપનાં તો ઉલંચ્યો સમુદ્ર પણ ખૂટી જાય. આપ જાણોછો કે કાંકરે કાંકરે પાળ બંધાય છે ને ટીપેટીપે સરોવર ભરાય છે. કમાનારાએ દમડી દમડી કરીને રૂપિઓ કરેલો. તે આપણે આ પ્રમાણે આપી દઇએ તો છેવટે આપણનેજ દુઃખી થવાનો વારો આવે. અને તે વખતે આપણા અવિચારનો આપણેજ પસ્તાવો કરવો પડે. માટે કાંઈ પણ કામ કરતા પહેલાં વિચાર કરીને કરીએ તો ઠીક કે પછી પસ્તાવું ન પડે. આ ઉપરથી હું એમ નથી કહેતી કે ઉદારતા નજ કરવી. પણ તે હમેશાં વિવેકની સાથે કરવી જોઇએ.

ઝવેરચંદને આટલું બધું કહેવું પડે તેવો એ ઠોઠ નહોતો; તેજીને તો ટકોરજ હોય. તે તેની સ્ત્રીની ટકોર તરત સમજી ગયો. ભલી ગુણસુંદરીને મર્મમાં શીખામણ દેતાં ન આવડી. ગોળે વીંટીને વાત કેમ કરવી તે એને માલૂમ નહિ તેથી ઓડનું ચોડ વેતરાઇ ગયું. શીખામણ દેવાના પણ રસ્તા હોય છે. લૂખી શીખામણ ઉલટી અસર કરેછે. પણ સાકર સાથે તે તરત ગળે ઉતરી જાય છે. વિષ્ણુશર્મા અને ઇસપ જેવી શક્તિવાળાજ એવું કામ તો સરે તોરે પાર પાડી શકે છે. પારકી કમાઇ ઉપર દહાડા કહાડવા છે તે ઉપર તેની સ્ત્રીનું કહેવું ઝવેરચંદને રામ બાણ વાગ્યું.

તેની સ્ત્રીના બોલથી તેને પગથી માથા સુધી પ્રગટી. તેનાં રૂવે રૂવાં ઉભાં થયાં. પોતાની સ્ત્રી થઇને તેને આવું કહેછે તો પારકા શું નહિ કહેતા હોય? તેનો વિચાર કરતાં તેને બહુ લાગ્યું. તેના મનમાંથી પ્રેમાવેશ જતો રહ્યો. તેનો જુસ્સો ઉભરાઇ ગયો. એટલે તે તેજ વખતે બોલ્યો કે આજથી દિલ્લીનું પાણી મારેહરામ છે. આપ કમાઇના પૈસા ખાઇશું ત્યારે દિલ્લી દેખીશું ને ત્યારેજ આ મોજને માણીશું હમણાં તો આ રંગ મહેલ અને આ વૈભવ ખાવા ધાય છે. એમ કહી સૂઇ ગયો. અને હવે કયાં જવું અને શી રીતે પૈસા કમાવા કે સ્ત્રીનું ને લોકોનું મહેણું ટળે, એવા વિચારમાં આખી રાત આમ તેમ આળોટતાં ગુજારી. ભોળાને ભલામાણુસોમાં ગુસ્સો પણ ઘણો હોય છે તે ઝવેરચંદે ખરૂં કરી આપ્યું.

ગુણ સુંદરાની સ્થિતિ પણ ભયંકર થઈ પડી. તે પોતાના મનમાં પસ્તાવા લાગી કે મેં આ શું કર્યું? હવે શું થશે? હાથે કરીને પગ પર કુહાડી મારી. હવે મારી શી વલે થશે? કોણ જાણે એતો કયાંય જશે, ને પૈસા કમાઇને કયારે-એ પાછા આવશે, ત્યાં સુધી મારી સ્થિતિ કેવી થશે ને મારા દહાડા કેમ જશે? આ રંગમેહેલ મને એકલીને ખાવા ધાશે અને એક પળ તે એક ભવ જેટલી થઇ પડશે. અરેરે! હવે આ વૈભવ ને આ મોજ એ સૌ જવાનું અને દુઃખના દોહિલા દહાડા કહાડવા પડવાના. મારી જીભે આ શું કર્યું! અરે દૈવ આ શું થયું! જે થયું તે હવે ન થયું થવાનું નથી. પણ વારૂં કરગરૂં તો ખરી. પણ એમના સ્વભાવથી હું કયાં અજાણી છું. કરગર્યાથી પણ એમનો ગુસ્સો નરમ પડે એમ નથી. વખતે વધારે ગુસ્સે થશે તો પણ નમ્રતાથી કરગરૂંતો ખરીજ. એમ વિચારી એ હાથ જોડી કરગરવા લાગી. સ્વામીનાથ મારી ભૂલ થઈ. મારી ભૂલ સામું આપને જોવું ઘટે નહિ. મારો એટલો અપરાધ ક્ષમા કરો. ગમેતો જે જીભે

જખ મારી છે તે કાપી નાંખો; પણ મારો અપરાધ ક્ષમા કરો. મારા બોલવાથી આપને રીસાઇ જવું ઘટતું નથી. મેં જખ મારી અને મારા અપરાધ માટે આપની માફ માગુંછું.

પણ ઝવેરચંદ તે સાંભળતો નથી. તેનેતો પોતાના વિચારનુંજ તાન લાગેલું છે. આસપાસ શું છે ને શું બનેછે તેનું એને ભાન નથી. એમ કરતાં પો ફાટયો. પોતાના ચાકરને બોલાવી તે વખતના રીવાજ પ્રમાણે કાળો સાજ નાંખીને કાળો ઘોડો તૈયાર કરાવ્યો. પોતે પણ કાળો પોશાક પહેરી તૈયાર થયો; અને સવારના પહોરમાં પોતાના પિતા મોતીશાહ ચોકમાં પાટલો નાંખી દાતણ કરેછે ત્યાં મળવાને ગયો. ઝવેરચંદની રાતી આંખો થયેલી તથા કાળો પોશાક પહેરી કમર કસી બહાર જવાને તૈયાર થયેલો જોઈ મોતીચંદશાહે પુછ્યું કેમ દીકરા શું છે ને ક્યાં જાઓછો? ઝવેરચંદે કહ્યું પિતાજી હું હવે મોટો થયો—કમાવાને લાયક થયો. વાણિઆનો ધર્મ છે કે તેણે પૈસો કમાવો. તેથી હું પૈસા કમાવાને જાવે જાઉંછું. અને આપની આજ્ઞા લેવાને આવ્યો છું. આપ ખુશી થઈને આજ્ઞા આપો; ના કહેશો તેથી રહેવાનો નથી. આજથી મારે દિલ્લીનું પાણી હરામ છે. એટલે જો નહિ જવા દો તો મારો દેહ પાડીશ. મોતીચંદશાહ કહે ભાઇ, આપણા બાપદાદા ઘણું ધન કમાઇ ગયા છે. નવે નિદ્ધિ ને અષ્ટમા સિદ્ધિ જે જોઇએ તે આપણે ઘેર છે. આપણે શી કમી છે કે હવે કમાવાને પરદેશ જવું? તું તારી મરજીમાં આવે તે ખા, પી, પહેર, ઓઢ, વાવર. ધર્મ દાનકર પણ તે ખૂટવાનું નથી. આપણે કશી વાતની કમી નથી. આપણે તો કાંઇ કમાવા જવું નથી. જેને પૈસો નથી તેને કમાવાને પરદેશ જવું જોઈએ એ વાત ખરી, પણ આપણે કાંઇ તેવું નથી. તારા નામની કમાઇ જોઇએ તો તારા નામનાં સો વહાણ જાવ મોકલાવું ને તેથી કમાઇ આવે તે તારી ગ-

ણીશું. પણ મારે તને તો મોકલવો નથી મારે ક્યાં પાંચ સાત છે કે તારા ગયા પછી હું તેને જોઈને આંખ ઠારૂં. મારે તો મારી આંખની કીકી તું છે. આજ આટલો પૈસો છતાં તને એકના એક દીકરાને પરદેશ મોકલીને મારે શું કામ છે! મારે ક્યાં લાખો ભવ કહાડવો છે. હવે બે ચાર વરસ જીવવું તેમાં તને પરદેશ કહાડું એ કેમ બને! મારા લાડકવાયા દીકરા. દિલ્લીના દરવાજા તો દીઠા નથી, તેને જાવા ક્યાં પડયું છે! " જે જાય જાવે તે ફરી ન આવે " જાવે જઈને બેટા તું પાછો ક્યાંથી આવવાનો, અને આવે તો કોણ જાણે ક્યારે આવે! ત્યાં સુધી મારાથી કેમ જાણ્યું જીવાશે? માટે મારે તો તને જવા દેવો નથી. તને કોઈએ મે'ણું માર્યું હોય તો તેની જીભ ખેંચી કઢાવું. તારી સ્ત્રીએ કાંઇ કહ્યું હોયતો તેના કરતાં સવાઇ બીજી પરણાવું. પણ મારે તને પરદેશ તો જવા દેવો નથી. ઝવેરચંદ બોલ્યો કે પિતાજી ગમે તેમ કરો. પણ હુંતો જવાનો. નહિ તો હું ભુખે ને તરશે મરી જવાનો. જો તમે મારૂં ભલું ચહાતા હો તો મને રજા આપો, અને મારી સાથે સારા સારા ગુ-માસ્તા મોકલો કે જેથી મને હરકત થોડી પડે. પણ મારે જવું એતો નક્કીજ છે. માટે કૃપા કરી રજા આપો. મોતી-ચંદશાહ વૃદ્ધ ને વિચારવંત હતા. તેમણે જાણ્યું કે ગમે તેમ કરતાં પણ આ ખાળ્યો ખળે તેમ નથી, ને અહીં ભુખે ને તરશે મરી જશે; માટે એને જવા દેવો. એમ વિચારી તે-મણે એની સાથે જવા સારૂ સારા સારા ગુમાસ્તાને હુકમ કર્યો, ને સઘળાએ તાબડતોબ જવા માટે તૈયારી કરી.

મોતીચંદશાહનો દીકરો કમાવા સારૂ જાવે જાય છે, એ વાત જોત જોતામાં આખા શેહેરમાં પસરી ગઇ. મોટા માણસની ન જીવી વાતો પણ મોટું રૂપ પકડે છે, ને તરત ફેલાઇ જાય છે. શહેરમાં ગલીએ ગલીએ, નાના ને મોટા,

હિંદુને મુસલમાન ઝવેરચંદના જાવે જવા ઉપર ટીકા કરવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા કે એને શી કમી છે કે જાવે જાય છે. જે જોઇએ તે એને છે. કોઈ કહે કે હોય. વાણિઆનો દીકરો છે તેને ઘરમાં બેશી રહેવું ઘટે નહિ. વેપારી જાગૃત ન રહે તો ગુમાસ્તા ભીખ મગાવે. વેપારીએ તો પરદેશની પેઢીઓની તપાસ રાખવીજ જોઇએ. કોઇ કહે ડોસો તો હવે બાંય સુધે છે ને એમને તો ઝવેરચંદ એકનો એક છે. તેને પરદેશ મોકલાયજ કેમ! જાવા ક્યાં પડ્યું છે? કોઈ કહે ભાઇ " આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ " બાપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય. " બાપની કમાઈ તો કપૂત હોય તે ખાય. સપૂતતો પોતાનીજ કમાઇ ખાય. બાપથી સવાયો નીવડે તે કૂળનો દીવો કહેવાય. કેટલીક સ્ત્રીઓનો પોતાના ઘર ખૂણીઆ ધણીને શીખામણ દેવા લાગી કે જોયું. ઝવેરચંદશાહ જાવે કમાવા માટે જાય છે ને તમે તો ઘરમાંજ ભરાઇ રહોછો. કાંઇ કમાવુંજ નહિ. તમે પણ જાઓની એની સાથે. પેલો કહે ચાલ ચાલ અમે તો નહિ જવાના. ઝવેરચંદના તો દી ઉઠ્યા છે કે એ પરદેશ જાય છે. મોતીચંદશાહની તો " સાઠી ને બુદ્ધિ નાઠી " એવું થયું છે. પણ અમારી તો અક્કલ ઠેકાણે છે. આપણે ક્યાં ખાવા પીવાની ખોટ છે. મોતીચંદશાહનું અન્ન પાણી ઉઠવાનું થયું છે કે એકના એક છોકરાને પરદેશ કહાડે છે. એમ શહેરમાં કોઈ સારૂં ને કોઇ બુરૂં બોલવા લાગ્યું. પણ બુરૂં બોલનારની સંખ્યા વધારે હતી.

મોતીચંદશાહના ઘરમાં હાહાકાર વરતાઇ રહ્યો. ઝવેરચંદની મા ને સ્ત્રી કલ્પાંત કરવા લાગ્યાં. પણ રોકવાથી જીવ કહાડશે એ દહેશતથી સઘળાંએ એના જવાની તૈયારી કરવા માંડી. પણ મનમાં કોઇ ખુશી નહોતું. જમીને જવા માટે એની માએ ઘણોએ આગ્રહ કર્યો, પણ ઝવેરચંદે તો

પાણી પીવાનીએ ના કહી એટલે સૌ ચૂપ થઇ ગયાં. સઘળો સામાન સરંજામ તથા ગાડી ઘોડા ને નોકર ચાકર તૈયાર થયા. એટલે સૌ શહેરના દરવાજા બહાર આવ્યા. શહેરમાંથી ઝવેરચંદના જવાની વાત સાંભળીને સારા સારા શેઠ શાહુકારો ને લોકો પણ એને કોઈ નાળિએર, કોઇ સૂખડી, ને કોઇ સાકરની માટલી લેઇ બિદાય કરવા આવ્યા. ભાગોળે પોતાની મા, પોતાના પિતા, સગાં વહાલાં, ભાઇબંધ દોસ્તદારો ને બીજા સઘળા લોકોની ઝવેરચંદ જવા માટે રજા માગે છે. એટલામાં એક બલબનખાં નામે પાંચસેં પઠાણો નો જમાદાર હતો તે ઝવેરચંદને મળવા માટે આવી પહોંચ્યો.

બળબનખાં જાતના પઠાણ હતો. એનો બાપ રૂસ્તમખાં શાહબુદ્દીન ગોરીનો સરદાર હતો. જ્યારે કુતુબુદ્દીન દિલ્હીની સુબાગીરી ઉપર રહ્યો, ત્યારે તેણે રૂસ્તમખાંને પોતાની પાસે રાખ્યો હતો, બહાદુરી વડે રૂસ્તમખાં કુતુબુદ્દીનનો માનીતો થઇ પડ્યો હતો. રૂસ્તમખાંના જેવોજ તેનો પુત્ર બલબનખાં પણ બહાદુર હતો. રૂસ્તમખાં મૂવો ત્યારે તે વખતના પાદશાહે બલબનખાંને તેની જગા આપી. આગળ જતાં બલબનખાંએ પોતાની નોકરી એવી તો ઇમાનદારીથી, હોંશીઆરીથી ને બહાદુરીથી બજાવી કે પાદશાહ નાસરૂદ્દીન તેના પર બહુ ખુશી થયો ને તેને પોતાની દીવાનગીરી આપવા માંડી. પણ દિલ્હીની પાદશાહતની દીવાનગીરીનું જોખમ ખેડવાની ને જોખમમાં પડવાની બલબનખાંની મરજી નહોતી, તેથી તેણે એ જગા લેવાની ના પાડી. બલબનખાં એક મારગી ને સંતોષી હતો. તે બહાદૂર ધીટને મળતાવડો હતો. તે આ વખતે ચાળીશેક વરસની ઉમરનો ને ઠરેલ સ્વભાવનો હતો. મુસલમાન છતાં તે વખતના બીજા મુસલમાનોની પેઠે તે હિંદુઓને ધિક્કારતો નહોતો. તેના મળતાવડા સ્વભાવથી તેને શહેરમાં સારા સારા ગૃહસ્થો સાથે સારી દોસ્તી

હતી. તેમાં ઝવેરચંદનો તો એ જીવજાન દોસ્ત હતો. ઝવેરચંદના જવાની ખબર મળી કે તરત તે તેને મળવા માટે આવ્યો. ઝવેરચંદે તેને આવતાં દીઠો કે ઘણા હેતથી તેને ભેટીને તેની રજા માગીને કહ્યું કે બલબનખાં ભાઇ, કાંઈ હુકમ હોય તો ફરમાવો. બલબનખાંએ કહ્યું, ત્યાં કટારીઓ સરસ થાયછે માટે તમે આવો ત્યારે મારે સારૂ એક લેતા આવજો અથવા કોઇ લાવનાર હોય તો મોકલજો, અને દિલીનું મારા લાયક ફરમાન હોય તો કહો. ઝવેરચંદે કહ્યું કે જેવી માયા રાખીછે તેવી રાખજો ને ઘરની સંભાળ રાખજો. પછી સઘળાંની રજા લઇ ઝવેરચંદને તેનાં માણુસો આગળ ચાલ્યાં એટલે મોતીચંદશાહે અને તેનાં સગાં વહાલાંએ ઝવેરચંદ દેખાતો બંધ થયો ત્યાંસધી તેના તરફ એક નજરે જોયા કર્યું. પછી તેઓ ઉદાસ ચહેરે પાછાં ફર્યાં.

"દિવસ ગણંતાં માસ, વરસે આંતરીઆં,
સૂરત ભૂલી સાહેબા, નામે વીસરીઆં."

એ પ્રમાણે એક ઉપર એક એમ દિવસ જતા ગયા. સઘળા પોતપોતાને ધંધે વળગ્યા. લોકોને તો ઝવેરચંદ કેટલાક મુદતે સ્વાભાવિક રીતે વિસારે પડયો પણ તેનાં માબાપને તો તે વખતે વખત યાદ આવતો હતો. દેખાદેખીથી કે કાગળ પત્રથી ઓળખાણુને પ્રીતિ રહેછે. ઘણા દહાડા સુધી કાગળ પત્રથી કે સુરતથી દીઠા વગર પ્રીતિ રહેતી નથી. ધીરે ધીરે ભૂલી જવાય છે. તે પ્રમાણે બીજા લોકોને થયું. પણ ઝવેરચંદ એકનો એક દીકરો હોવાથી ને આજની પેઠે ટપાલ નહિ હોવાથી તેનો કાગળ પત્ર કે ખરખબર કાંઇ આવે નહિ એટલે દૂર ગયો હતો તેથી, તેનાં માબાપને તે ઘણીવાર યાદ આવી દીલગીર કરતો.

બાપડી ગુણસુંદરીની સ્થીતિ દયામણી હતી. ઝવેરચંદ

રાત્રે રીસાઇ ગયા પછી એણે તે રાત દુઃખમાં કહાડી. ખરે ખરૂં તો ત્યારથીજ એને દુઃખના દહાડા બેઠા. સવારના પહોરમાં પોતાનો પતિ ગુસ્સામાંને ગુસ્સામાં કાંઇપણ બોલ્યા ચાલ્યા સિવાય ચાલ્યો ગયો તેથી તેને જતો જોવાને માટે તે અગાશીએ બેઠી હતી. તેને પોતાનું શિર છત્ર પોતાનો પતિ—પરદેશ જતો હતો એટલે દૂર અને એવા મુલકમાં જતો હતો કે ત્યાંથી લાંબી મુદતે પાછા આવવાની આશા નહિ હતી—અને તે પણ રીસમાં—પોતાનાજ બોલવાથી ઉપજેલી રીસમાં—પોતાને બિલકુલ મળ્યા સિવાય—એવે વખતે એને કેટલું લાગતું હશે? એની અવસ્થા કેવી હશે? તેનો વિચાર સહજ થઇ શકશે. તેને મનતો તેજ દિવસથી રંડાપો આવ્યો હતો. રંડાપો એ બુરી ચીજ છે. હિંદુ સ્ત્રીઓને અને તેમાં વિશેષે પતિવ્રતા સ્ત્રીઓને તો તે ખરોજ ભયંકર છે. રંડાપો એ મૃત્યુ કરતાં પણ વધારે દુઃખકર છે. અને તેથીજ ઘણું કરીને પ્રાચીનકાળમાં પતિવ્રતા સ્ત્રીઓ સતી થતી હશે. ગુણસુંદરીએ ઝવેરચંદને પોતાની અગાશીએથી જતો જોયો ત્યારથી તે નજરે દેખાતો બંધ થયો ત્યાં સુધી તે, તે રસ્તા તરફ એકી નજરે જોઇ રહી. છેવટે પોતાના સસરાને અને બીજાં સગાંને વળાવીને પાછાં આવતાં જોયાં એટલે તે પોતાની મેડીએ ગઇ. પણ મેડી ખાવા ધાવા લાગી. કોઇ દિવસ પોતાના પતિથી દૂર પડેલી નહિ. પરણીને આવ્યા પછી પીએર જેણે જોયુંજ નહોતું તેને જાવા જેવે, કોણ જાણે ક્યારે પાછો વળશે તેવે ઠેકાણે પોતાના સ્વામિને ગએલો જાણી તેની અક્કલ ઠેકાણે રહી નહિ. તેના મને કહ્યું કર્યું નહિ. તેનું હૈયું ભરાઇ આવ્યું. આંખમાંથી અઢળક આંસું પડવા લાગ્યાં. ઉપરા ઉપરી નિશાસા નાંખવા લાગી. ગમે તેટલું પણ તે સ્ત્રી હતી. તેની છાતી કહ્યું કેમ કરે ! તે મેડીના એક ખૂણામાં

બેઠાં બેઠાં રડયા કરતી હતી. તેની પાસે તેની આસનાવાસના કરવાને એક વૃદ્ધ પણ ડાહી દાસી હતી. તેણે તેનું હૈયું ખૂબ ખાલી થવા દીધું. તેણે જાણ્યું કે હમણાં વારવાથી તે વધારે રડશે. તેનું હૈયું ખાલી થયા પછી શીખામણ દીધાથી તે સમજશે. હમણાં કહેવાથી કાંઇ લાભ થશે નહિ જાતે સમજુ છે એટલે વધારે કહેવું પડે તેમ નથી. થોડીવાર પછી તે છાની રહી ત્યારે તે દાસીએ તેને પાણી આણી આપ્યું ને મોં ધોવડાવ્યું, તે પછી તે ટાઢી પડી. આવે પ્રસંગે માણસને છાનું રાખવા અથવા શાંખામણ દેવા જેમ જેમ વધારે કોશિશ કરીએ છીએ તેમ તેમ તેનું હૈયું વધારે ભરાય છે. અને વધારે વધારે રોવા લાગે છે માટે તેનો ડૂમો સમાતા સુધી તેનું નામ નહિ દેવામાંજ ડહાપણ છે. સમજુ માણસો દુઃખને પણ ધીરજથી જીતે છે. પરંતુ મૂર્ખ માણસો તો દુઃખને તાબે થાય છે.

ગુણસુંદરી જાતે ડાહી હતી. તે જાણતી હતી કે મારી જીભે મારા ધણીને પરદેશ કહાડેલો છે. અને હાથનાં કરેલાં હૈયે વાગેલાં છે એટલે તેનો દોષ કોને દેવો ? માટે હવે તો એ પાછા આવે ત્યાં સુધી ગમે તેમ કરીને પણ મન મારીને રહ્યા વગર છૂટકો નથી જેવી ડાહી હતી તેવીજ તે પતિવ્રત પાળવામાં પણ એક્કો હતી. પતિવ્રતા સ્ત્રીઓ પોતાનો પતિ પરદેશ જાય છે ત્યારે શણગાર અને મોજ મજાનાં સાધનો તજે છે તે પ્રમાણે તેણે પોતાની દાસીને હુકમ કર્યો કે એક બે ચાકરને બોલાવી લાવી આ હાંડી, તખ્તા. ઝુમર. ગાદી, તકીયા. છપર પલંગ ગાલીચા, હીંચોળાખાટ એ સઘળું ઉતરાવીને બીજે ઠેકાણે મૂકાવ. એનો ભોગવનાર ગયો તો હવે તેને રાખીને મારે શું કરવું? એ રીતે પોતાની મેડીમાં મોજશોખની. ભોગવિલાસની તથા મન ઉસ્કેરાય એવી સઘળી ચીજો મોકલાવી દીધી. પોતાને

સૂવા બેસવા માટે માત્ર એક સાદડી રાખી. સારાં સારાં લૂગડાં. ઘરેણાં અને શણગારની સઘળી ચીજો પટારામાં મૂકાવી દીધી. તે પોતાને હાથે માત્ર ચૂડીજ પહેરતી હતી અને તેથીજ તે સધવા છે એમ જણાતું. મન ઉશ્કેરાય એવાં પકવાનો તજ્યાં. જે કઢેલાં દૂધ પીતી ને બત્રીશી રસોઇ જમતી. સારાં સારાં મુખવાસ કરતી, અત્તર ને અર્ગજાનું લેપન કરતી. સવામણ રૂની તળાઇમાં છપર પલંગે પોઢતી, જેના મુખમાંનો પડ્યો બોલ ઉપડતો, તે હવે એકાંત વાસમાં સાધવી થઇ સૂકો પાકો રોટલો ખાઇ દુઃખના દહાડા ઇશ્વર ભક્તિમાં કહાડવા લાગી. ધન્ય છે એવી પતિવ્રતા સ્ત્રીઓને અને ધન્ય છે તેમના ધીરજને.

દિલ્હીનો પાદશાહ નાસરૂદ્દીન ભલોને ભોળો હતો. રૈયતના ઉપર તેની ઘણી મમતા હતી. તથા તે તેને બેટા બેટી પ્રમાણે ગણતો. તે દયાળુ ને ઇનસાફી હતો. રૈયત ઉપર કોઇપણ પ્રકારનો જુલમ કરે કે કરવા દે એવો નહોતો. આ વખતે તે પચાશેક વર્ષની આધેડ ઉમરનો થયા છતાં તેને કંઈ સંતાન નહોતું. તેની રાણી તાજબેગમ ઉપર તેની ઘણીજ મમતા હતી. તેથી તાજબેગમનો ભાઈ દરિઆખાં રાજમાં કરતા હરતા હતો. દરિઆખાં જુલમી ને વ્યભિચારી હતો. તે પોતાની મતલબ પાર પાડવાને દગો ફટકો, અન્યાય કે પાપ કર્મ કરતાં પાછો હઠે તેવો નહોતો. તેના વ્યભિચારથી ને જુલમથી આખું શહેર કંટાળીને ત્રાસી ગયું હતું, પણ તે વાત પાદશાહને કાને કોઇબાર પડતી નહિ. બંને બાઇ બેને એવી ગોઠવણી કરી હતી કે કોઇપણ માણસ પાદશાહને એકાએક મળી શકતું નહિ, દરિઆખાં રોજ રાત્રે પાદશાહને આલબેલ આપતો હતો. રૈયત આબાદ ને સુખી છે, તેમને બરાબર ઇનસાફ મળે છે, તેઓ સલાહ શાંતીમાં વેપાર રોજગાર ચલાવે છે, રાજમાં કોઇ

પ્રકારનો જુલમ કે અન્યાય નથી, આવી આવી વાતો કહી પાદશાહને છેતરતો હતો. દરિઆખાંના આવા બોલથી ને કોઇ ફરીયાદ કરવા આવી શકતું નહિ તેથી, રૈયત સુખી છે એમ જાણી પાદશાહ સંતોષ પામતો.

પણ ખરેખરૂં તો તેમ નહોતું. રાજમાં સઘળે ઠેકાણે લોકો કકળી રહ્યા હતા, ઠેકાણે ઠેકાણે ટંટા ફીસાદ થતા હતા, અન્યાય ને જુલમના પોકાર પડતા હતા, પણ એ વાત પાદશાહને કાને નાંખવાની કોઇની હીમત ચાલતી નહોતી. ખરેખરૂં તો કોઇ પાદશાહ કને જઇ શકતુંજ નહિ હતું. જો કોઈ હીમત કરે તો દરિઆખાં તેનો ધાણ વાળી દેતો હતો. તાજબેગમ પણ દરિઆખાંને મદદગાર હતી, એટલે આ અભાગીઆ લોકની વા'રે ધાનાર કોઈ નહિ હતું. રાજમાં સઘળે અંદર ધુમાયા કરતું હતું. માત્ર તેને ફુંક મારનાર વીર પુરૂષ મળવાની જરૂર હતી. એટલે ભડકો થતાં વાર લાગે તેમ નહોતું. રાજા અને કારભારીઓ અધમ હોય તો પ્રજા પણ અધમ થાય અને દેશનો વેપાર રોજગાર તથા સુખ ઘટે.

પણ હવે દરિઆખાંના પાપનો ઘડો ભરાઇ રહ્યો હતો. એક દિવસે સવારના પહોરમાં ઘોડેસવાર થઇ દરિઆખાં પાંચ પચાસ માણસો બડે જાઓ મહેરબાન કરે છે, ને ફરવા નીકળી પડ્યો. ફરતો ફરતો મોતીચંદશાહના મહોલ્લામાં આવી પહોચ્યો. તે વખતે તેણે ઝવેરચંદની મેડી તરફ નજર કરી, તો ત્યાં તેણે પુનમના ચંદ્રમા જેવા મુખવાળી એક જુવાન સ્ત્રી દીઠી. તેને જોતાંજ તે સ્તબ્ધ બની ગયો. બીજીવાર તેણીના તરફ નજર કરવાની તેની હીમત ચાલી નહિ. તોપણ તે પદ્મણીમાં તેનું પાપી મન ભરાઇ ગયું. તે સ્ત્રી કોણ છે તે આસપાસના નોકરોને પૂછી, પાછો પોતાના મકાન ભણી ફર્યો.

એ સ્ત્રી તે ગુણસુંદરી હતી. સવારના પહોરમાં ઉઠી

ને તે બાપડી અટારીએ દાતણ કરતી હતી, ને દરિઆખાંં ને આવતો જોયો કે તરત તે મેડીમાં ભરાઇ ગઈ હતી. પણ હરામ નજરના માણસની દૃષ્ટી ચંચળ હોય છે, તેની આંખો ચારે તરફ ફરતી હોયછે. તે બીજું કાંઇજ જોતો નથી. પણ માત્ર પોતાને ભાવતી ચીજો ખોળવામાં રોકાએલો રહેછે, તેમ ગુણસુંદરી ઘરમાં ભરાઇ ગઇ, તે પહેલાંજ પાપી દરિઆખાંની નજર તો પહોંચી ગઇ. ને તેને જોઇ કે તેનું ચિત્ત ચળી ગયું ને આકુળ વ્યાકુળ થતો ઘેર પાછો ગયો. કામાંધ માણસો હમેશાં આંધળાભીત હોયછે.

ગુણસુંદરીના રૂપમાં મોહિત થયેલો લંપટ દરિઆખાં, તેને પોતાને ઘેર શી રીતે લાવવી. તેની યુક્તિ શોધવા લાગ્યો. તપાસ કરતાં તેને માલુમ પડયું કે એ સ્ત્રી મોતીચંદશાહના દીકરા ઝવેરચંદની વહુ થાયછે. ઝવેરચંદના ગયા પછી તે એની એકાંતની મેડીએ રહેછે, ને ત્યાં બે ત્રણ દાસી વગર બીજું કોઇ રહેતું નથી. પરપુરૂષનું તો તે મોં પણ જોતી નથી. અને એટલા સારૂ તો તે પોતાની મેડીની બહાર પણ નીકળતી નથી, ત્યાંજ પોતાની દાસી પાસે રંધાવી સૂકું પાકું ખાયછે, ને રાત્રિ દિવસ પરદેશમાં પોતાના પતિનું ક્ષેમ ચાહી ઇશ્વર ભક્તિ કર્યા કરે છે અને ભગવદ્ગીતા વાંચે છે. તે પોતાની જીભે પરાયા પુરૂષનું નામ દેતી નથી એટલુંજ નહિ, પણ તેની આગળ પરાયા પુરૂષનું નામ પણ દેઇ શકાય તેમ નથી. તો ત્યાં પરાયો પુરૂષ જવાની તો વાતજ શી ? દરિઆખાંએ વિચાર્યું કે રાવણ જેમ સીતાને હરી ગયો. તેમ ગુણસુંદરીની એકાંત મેડીએથી એનું હરણ કરી લાવવું, પણ તેમ કરવામાં મોતીચંદશાહની ડેલી ઉપરની આરબોની ચોકી એને નડી. એ ચોકીમાંથી શેઠની રજા વગર કોઇ પણ પુરૂષ છૂપો કે જાહેર જઇ શકે તેમ નહોતું. તેમ મોતીચંદશાહની દરબારમાં કેટલી આબરૂ હતી તે, એ જાણ

ણુતો હતો. કોઇ રીતે કદાપિ ગુણસુંદરીનું હરણ કરવામાં આવ્યો, તોપણ એવા નગરશેઠના ઘર ઉપર હાથ નાંખવામાં કેટલુ બધું જોખમ છે તે પણ એને સમજાયું; તેથી છેવટે તેણે પ્રપંચ કરવાનો ઠરાવ કર્યો. કેમકે પાપમાં ઉછરેલાં પાપીને પ્રપંચી માણસોને પાપ કરવુંજ સુઝે છે, એવાં માણસમાં સુબુદ્ધિ ક્યાંથી હોય ?

એ શહેરમાં એક કેસર કરીને માલણ રહેતી હતી. તે બહુ લુચ્ચાંને લફંગી હતી. ગમે તેવી ભોળી સ્ત્રીઓને ભમાવવાને તે શક્તિમાન હતી એ માલણને દરિઆખાંએ બોલાવી પોતાની મતલબ જણાવી. તથા પોતાનું કામ કરી આપે તો તેને ભારે ઇનામ આપવાની લાલચ બતાવી. પૈસાના ગરજુ ને સ્વાર્થી માણસો આ દુનિઆમાં માત્ર પૈસાનાજ સગા હોયછે. પૈસા મળતા હોય તો ગમે તેવું જોખમ ખેડવાને, ગમે તેવી લુચ્ચાઈ, કપટ કે પાપ કરવાને પાછા પડતા નથી. કેસર માલણ જાણતી હતી કે ગુણસુંદરી કેવી પવિત્ર ને નિષ્પાપ છે, તે છતાં ધનની લોભી કેસરને ગુણસુંદરીને ભોળવીને ફસાવવામાં કાંઇ અડચણ કે પાપ લાગ્યું નહિ. ધન લોભી માણસ ધનાંધ હોયછે. એ લગારે શકે નથી. તેથી તે બીજે દિવસે સવારમાં ફૂલના ગજરા ને હારની છાબ લેઇ મોતીચંદશાહની હવેલી ભણી આવી. હવેલીની દેવડીએ આરબોની ચોકી હતી, તેમાંના કોઈએ એને અટકાવી નહિ. જાતે માલણ એટલે ફૂલ આપવા આવી હશે, એમ ધારી એને જવા દીધી. અંદર ગયા પછી તેને માલમ હતું કે ગુણસુંદરી ક્યાં રહેછે, તેથી તે ઝવેરચંદની મેડીએ ચઢી ગઇ. ઉપર ગઈ તો ત્યાં ગુણસુંદરીને વૃદ્ધ દાસી સાથે ગીતાજીનો પાઠ કરતી દીઠી. ખબર અંતર પૂછીને કેસર ફૂલના ગજરા ને હાર આપવા લાગી. ગુણસુંદરીએ કહ્યું, બાઇ એ હાર મારે જોઇતા નથી. મારા પતિ આજ

ત્રણ વરસથી પરદેશ પધાર્યાછે, ત્યારથી મેંતો ગજરાને હાર સૌ તજ્યું છે. સ્ત્રીને પતિ વિના ગજરાને હાર લેઇને શું કરવા! પતિ વિના સ્ત્રીએ મોજ શોખની વસ્તુઓ ભોગવવી, સારાં મારાં મિષ્ટાન્ન જમવાં. સુંદર આભૂષણો સજવાં. ઢોલીએ પોઢવું ટુંકામાં જેથી મન ઉશ્કેરાય એવી રીતે ચાલવું, એ મોટો દોષછે. એમ કરવાથી તેને કોઇવાર પાપ કરવાની વૃત્તિ થાયછે. પોતાના સ્વામિની ગેરહાજરીમાં સ્ત્રીએ પરપુરૂષનું મોં જોવું નહિ. તેમ તેની છબીપણ જોવી નહિ, એવી ધર્મશાસ્ત્રની આજ્ઞાછે. એવી સ્ત્રીએ તો સધવા છત પણ શાસ્ત્રમાં કહેલા વૈધવ્ય ધર્મ પાળવા જોઇએ. માટે તારા ગજરા ને હાર મારે નહિ જોઇએ. તું તે પાછા લઇ જા. કેસરે કહ્યું બેન. તમારા દુઃખનો તો કંઈ પાર નથી ભરજુવાની વહી જાયછે. આજે તમને વીશ બાવીશ વરસ થયાં હશે ખરી જુવાનીના વખતમાં ધણી પરદેશ જાય. એ દુઃખ કેમ સહેવાય ? જુઓની શોચનામાંને શોચનામાં શરીર પણ કેવું લેવાઇ ગયુંછે? કમળના જેવું શરીર તે કરમાવી નાંખ્યું છે. બળ્યું બેન ઝવેરચંદશાહ તે કેવા નમેરા? એમને લગારે દયા ન મળે! મરદને શું? સ્ત્રીને જુવાની એકલાં ગાળતાં કેટલું થતું હશે તે કાંઇ તેમને માલમ છે? એતો આપણે જાણીએ. તેમને તમારી શી પડીછે? જો તેમને કાંઇ દરકાર હોયતો આવી અવસ્થામાં. આવા ધનવાન.ને આવું સુખ ને આવી રૂપાળી સ્ત્રી મૂકીને પરદેશ તે ભટકે? પણ વારૂ બેન તમારા દહાડાતો બહુ દુઃખના જતા હશે !! ગુણસુંદરીએ કહ્યું બેન તને માલમ નથી. મારા ધણી પરદેશ ગયાછે તેમાં તેમનો દોષ તલભાર નથી. વગર વિચાર્યું ને વિના માલમ, તું મારા પતિ ઉપર નકામો દોષ મૂકે છે. હું કાંઇ પણ કહેતી નથીતે પહેલાં તને મારા પતિનું ભૂંડું બોલવામાં શો લાભ છે? મારા પતિ જેવો દયાળુ ને વિચારવંત

બીજો કોઇ નથી. એમના સદ્‌ગુણની બરોબરી કોણ કરનાર છે! અમારે શી કમી છે કે તેઓ પરદેશ કમાવાને જાય? પણ મારી કઠોર જીભે એમને પરદેશ કહાડ્યા છે. એમાં એમનો વાંક લગારે નથી. એતો કાંઇએ જાય નહિ. પણ આ જીભે ઝેર વશી ગયું ને એમને પરદેશ કહાડ્યા. હાથનાં કરેલાં હૈયે વાગ્યાં છે. તેમાં એમનો શો દોષ! હાથે કરીને પગપર કુહાડી મારીએતો. તે ભોગવવુંજ જોઇએ. પાછા પધારે ત્યાં સુધી આ જગાએ, આવીજ રીતે ને આજ અવસ્થામાં દહાડા ગાળવાનો મેં નિશ્ચય કર્યો છે. સવારના પહોરમાં ઉઠી ઇશ્વર સ્તુતિ કરૂંછું, દાતણપાણી કરીને ઈશ્વર સ્તુતિ કરૂંછું, બપોરે નાહી ધોઇને, સંધ્યાકાળે અને રાત્રે સૂતી વખત પણ પરમેશ્વરની પ્રાર્થના કરી, એજ માગુંછું કે, પરદેશમાં મારા પ્રાણપતિને કૂશળતા આપે અને હેમ ખેમ પાછા લાવે, મને સદાચરણને સદ્ધર્મ આપે, ને ઇશ્વર પ્રત્યે ને સ્વામિ પ્રત્યેના મારા અવિચળ પ્રેમમાં ખલેલ પડવા ન દે. કેસરે કહ્યું અહો! તમારો તમારા સ્વામિપર કેટલો બધો પ્રેમછે, રાત્રિ દિવસ તમે તેમનુંજ ધ્યાન ધરોછો, એક પળવાર પણ તમારૂં મન તેમનામાંથી ખસતું નથી, તે છતાં ઝવેરચંદશાહ શું તમને સંભારતા હશે? તેતો કોણ જાણે કેમે ચાલતા હશે? બાઇ આ દુનિઆમાં સ્ત્રીઓ બહુ ભલી ને ભોળી હોય છે, પણ પુરૂષોનાં કાળજાં બહુ કઠણ હોય છે. તેઓ બહુ નમેરા હોયછે. બાઇ, તમને હજુ આ સંસારનો અનુભવ નથી. તમારી ઉમર નાની છે, ને મેડી બહાર નીકળ્યાં નથી. પણ અમને બહાર ભટકનારાંને દુનિઆનો અનુભવ ઘણો હોય છે. અમે જાણીએ છીએ કે સ્ત્રીઓ બાપડી ગમે તેટલી રૂપાળી, ભલી ને પ્રેમી હોયછે; અને પોતાના પતિની પાછળ આંધળી હોયછે, તે છતાં પણ તેમના સ્વામિ કયાં કયાં ને કેવા કચરામાં કૂટાતા ફરેછે. તેઓ બાવરાની પેઠે ભટકતા

ફરેછે. મોટા મોટા શેઠ શાહુકારો, ઉમરાવો ને પાદશાહ સરખા પણ પદ્મણી જેવી પોતાની સ્ત્રીઓ છાંડીને રાત્રિ દિવસ ભટકયા કરેછે. આ દુનિઆમાં બધા એવા પુરૂષો છે, ત્યાં ઝવેરચંદશાહ આટ આટલા દહાડા એકલા પરદેશમાં રહેછે, અને તે પણ તમારી સાથે રીસાઈને ગયાછે, તે ત્યાં કેમ ચાલતા હશે, તે જાણવું કાંઈ મુશ્કેલ નથી. પુરૂષો નમેરા ને સ્ત્રીઓ ભોળી. ત્યાં બાપડી સ્ત્રીઓનોજ મરો, એમાં શી નવાઇ ! ઝવેરચંદશાહ ત્યાં અમન ચમનમાં રહેતા હશે; ને તમારે સૂકો પાકો રોટલો ખાઈ, તેમનુંજ ધ્યાન ધરી, આ સાદડીપર સૂઈ રહી, દુઃખના દોહિલા દહાડા કહાડવા !! એ કેવો ન્યાય ? એ કેટલું અંધેર ! દુનિઆના અનુભવ વગરની તમારા જેવી ભલી બાઇઓની મને બહુ દયા આવેછે. પુરૂષ સુખ ભોગવે અને તેની સ્ત્રી દુઃખ ભોગવે, એવું શા માટે થવું જોઇએ? પણ આ દુનિઆમાં બધી સ્ત્રીઓ તમારા જેવી હોતી નથી. તમે મેડી બહાર નીકળ્યાં નથી, દુનિઆની રચના જોઇ નથી, બીજા પુરૂષનું મોં પણ દીઠું નથી, દુનિઆમાં સ્ત્રી પુરૂષો કેમ ચાલેછે તે જાણતાં નથી, એટલે તમે ઝવેરચંદ ઝવેરચંદ જપી રહ્યાંછો !! પણ એ ઝવેરથી સવાયાં રતન આ દુનિઆમાં પડેલાં છે. એક ઝવેર જોયુંછે પણ બીજા હીરા તમે જોયા નથી. આ શહેરમાં દરિઆખાં નામે રાજનો ધણીછે, તે એક હીરોછે. કેસર બોલતી હતી, ત્યાંસુધી ગુણસુંદરીએ તેના ચહેરા તરફ તાકીને જોયા કર્યું, તેથી તે તેને પાપી જણાઇ. તે જેમ જેમ બોલતી ગઇ, તેમ તેમ તેને વધારે ગુસ્સો ભરાતો ગયો. તેનાથી તેના સ્વામિની નિંદા ખમાઇ નહિ. તોપણ એ પાપીને ઉત્તર આપી, તેની સાથે ભાષણ કરવાથી પણ પાપ છે એમ વિચારી ત્યાંથી ઉઠી જવાનું કરતી હતી; એટલામાં તો તેના મોંમાંથી દરિઆખાંનું નામ નીકલ્યું. ગુણસુંદરીએ દરિ-

આખાંનું નામ સાંભળ્યું હતું. એની દુષ્ટ ચાલ એના જાં-
ણવામાં આવી હતી. તેથી દરિઆખાંનું નામ સાંભળતાંજ
તેને પગથી તે માથા સુધી પ્રગટી. તે અબળા હતી પણ સ-
બળા થઇ ગઇ. તે વાઘથી પણ વધારે વિક્રાળ થઇ. તેના
તપાઇ ગયેલા શરીરમાં જુસ્સો ભરાઈ આવ્યો. ને તેણે કે-
સરને એવાં તો જોરથી લાત મારી કે તે દાદર હેઠે પડી ગઇ.
તેની ફૂલની છાબ વેરાઇ ગઇ. તે બોલી કે રાંડ ચંડાળ. તું
મારા ધણીની નિંદા કરવાને. મારી વૃત્તિભંગ કરવાને. મારી
આબરૂ લૂટાવાને ને મારૂં પતિવૃત્તપણું ભંગ કરવાને આવી-
છું. તમારા જેવી કૂતરીઓએજ બાપડી ભોળી સ્ત્રીઓને ભ-
માવી ફસાવી હશે તો; અને હવે મને ફસાવા આવીછે. મારે
મારા સ્વામિ વગર બીજા ભાઇ બાપછે. તેની આગળ તને
દરિઆખાં જેવા પાપીનું નામ દેતાં શરમ પણ ન આવી?
તારી જીભે કાંટા પણ ન વાગ્યા ! જા તું ચંડાળ દુષ્ટા અહીં-
થી. અને ખબરદાર ફરીને મને તારૂં પાપી મોં બતાવ્યું તો !
હવે ફરીને તારા પગથી મારી મેડી તું અપવિત્ર કરીશ નહિ.
નહિતો મોતજ આવ્યું જાણજે. પતિવૃત્ત સાચવવાને બકરી જેવી
અબળા, વાઘ જેવી વિક્રાળ થાયછે. તે આનું નામ. જો તેમ
ન થતું હોત તો રજપૂતાણીઓ સતી કેમ થઇ શકત. ધ-
ન્ય છે ગુણસુંદરી તારા પતિવૃત્તને.

ગુસ્સામાં વાગેલી લાતથી અને દાદરેથી પડી તેથી,
કેસરનાં સઘળાં હાડકાં ટીચાઇ ગયાં. આવો અણધાર્યો બ-
નાવ બનવાથી બાવરી બાવરી થઈને છાબ લેઈ કાંઇ બોલ્યા
ચાલ્યા વગર તે ઘેર દોડી ગઇ. ઘેરથી દરિઆખાંના આ-
પેલા રૂપિઆની થેલી લાવીને તેના મોં આગળ પટકી ને
બોલી. લો સાહેબ. આ તમારી થેલી. મારે તમારા પૈસા
નથી જોઇતા. દરિઆખાંએ પૂછ્યું કે કેમ શું થયું? કેસર
કહે મારાં તો હાડકાં સઘળાં રંગાઇ ગયાં. આવી બૈરી તો

મેં દુનિઆમાં કોઇએ જોઇ નથી. સૂકલકડી જેવું શરીર થઈ ગયું છે; પણ તેણે મને એવાતો જોરથી લાત મારી કે મારી તો સઘળી પાંસળીઓ વેરાઇ ગઇ. મને તો લાખ રૂપિઆ આપો તોએ મારે પહોંચ્યા, મારે તે નથી જોઇતા. દરિઆખાં બોલ્યો અરે કેસર, એક વાણિઆની સ્ત્રીથી શું તું હીંમત હારી જાય છે? કેસરે કહ્યું સાહેબ એ વાણિયણ નથી. એતો રજપૂતાણીથી પણ વધારે જુસ્સા વાળી છે. એની આગળ કોઈની કારગત ચાલે તેમ નથી. તે નક્કી જાણવું. (મનમાં) એ રાંડે સાધવી થઇને મને લાત મારી છે, પણ હું પણ ખરી કે, એનું વેર લેઊં ત્યારે જંપુ. ગમે તેમ કરીને પણ એને ફસાવું તોજ હું ખરી. એ વાણિયણ વળી સતી કયારની? એનું તો પતિવ્રત ભંગ કરાવું ત્યારેજ હું કેસર ખરી. ઘણી વાર નીચ માણસનું વેર મોટા માણસને પણ ભારે થઇ પડે છે; કેમકે તેવા માણસો ગમે તેવા રસ્તા લેવામાં શરમાતા કે ડરતા નથી. તેમ મોટા માણસો તેવા માણસોથી ગફલતમાં રહી ફસાઇ જાય છે. પાપી ને નીચ કેસરે પણ દ્વેશથી, નિર્દોષ ગુણસુંદરીપર વેર લેવાનો મન સાથે ઠરાવ કર્યો. પછી તે બોલી, સાહેબ! એ સમજાવ્યાથી કોઇ રીતે સમજે તેમ નથી. જે જશે તે મારી માફક લાડવો ખાઇને આવશે. માટે કોઈ પણ પ્રપંચથી ફસાવો તોજ તે વખતે ફસે. દરિઆખાંને ગળે એ વાત ઉતરી. કેવું પણ નીચ કે પાપી કામ કરવાની કે કરાવવાની તેને શરમ કે બીક નહોતી. તેથી બંને જણાંએ મળી ગુણસુંદરીને ફસાવવાની યુક્તિ ખોળી કહાડી ગુણસુંદરીની એક ચંપા કરીને દાસી હતી, તેને ફોડવાનો તેમણે ઠરાવ કર્યો.

ચંપા દિલ્લી શહેરની રહેવાસી હતી. તેની ઉમર વીશથી પચીસની વચમાં હતી. તે ગરીબ ઘરની ને ધનની લો-

ભી હતી. તે સાધારણ દેખાવની ને કદમાં ઠીંગણી હતી. ચંપો રાખનાર કરતાં પરાયાને વધારે સુવાસ આપેછે, તેમ આ ચંપા પણ ધન લોભી હોવાથી દરિઆખાંનું કામ કરે, એમ કેસરને જણાયું. ચંપાનું ઘર કેસરની પાડોશમાં થોડે છેટે હતું. એ બંને એક બીજાને ઓળખતાં હતાં. આખો દિવસ ગુણસુંદરીના રસોડામાં જોઈતો સામાન લાવી આપવાનું તથા ઘરનું બીજું કામ કરવાનું ચંપાને માથે હતું.

એક બે દિવસમાં કેસર ચંપાને પૈસાની લાલચ આપી દરિઆખાંના મકાનપર લેઈ ગઇ ને કહ્યું કે સાહેબ, આ ચંપા આવી. એને આપ જે હુકમ ફરમાવશો તે કરવાને તૈયાર છે. પણ આપનું કામ થાય ત્યારે એને સારી પેઠે રાજી કરવી પડશે. દરિઆખાંએ કહ્યું, એ બાબતમાં તારે કહેવું નહિ પડે. કેસરે કહ્યું નહિરે સાહેબ, આપનું નામજ દરિઆખાંછે. દરિઆવ જેવા આપના વૈભવને અને દોલતને અમારા જેવા ગરીબને રાજી કરવાનું શું ભારે પડવાનું છે! અમારૂં શું ગજું? એક સો મહોર આપો એટલે અમારૂં મોં ભરાઇ જાય, ને રાજી રાજી થઇ જઈએ. દરિઆખાંએ કહ્યું મારૂં કામ થશે તો તે ઉપરાંત એકસુદર સાડીપણ આપીશ. સો મહોરનું ને સાડીનું નામ સાંભળી ચંપાતો ખુશ થઇ ગઇ. પણ એ ધન લોભીએ લોભમાં ન પડતાં આ વાત ગુણસુંદરીને જણાવી હોત તો તે,તેથી પણ વધારે ઇનામ આપવાને શક્તિમાન હતી. પણ ગુણચોર માણસમાં નીમકહલાલી ક્યાંથી હોય? હલકા, ગરીબ. નીચને ધનના લોભી માણસો. પોતાના ધણીની ચાકરી નીમકહલાલીથી કરનાર ભાગ્યેજ હોય છે. તેઓ પોતાનો સ્વાર્થ સાધવામાં ગમે તેવી નીમકહરામી કરવાને પાછા હઠતા નથી. તેમ એવાં અજ્ઞાનીઓમાં ઇશ્વરનો ડર પણ ક્યાંથી હોય? આપવા લેવાની માંહોમાંહે કબુલાત થઇ રહ્યા પછી

હવે કયી યુક્તિથી કામ પાર પાડવું તેના વિભાગમાં ફુલનાં દડામાં દરિઆખાંના નામની એકવીંટી, રૂમાલ ને છબી ગુણસુંદરીની મેડીએ મૂકી આવવાનું કામ કેસરને સોંપ્યું; તથા એ પ્રમાણે કર્યા પછી, ઠરાવ્યા પ્રમાણે ગુણસુંદરીની સાસુને યુક્તિબંધ વાત કરવાનું કામ ચંપાને સોંપ્યું. ગોલા કે ખવાસ જેવા નીચ અજ્ઞાનીમાં કે કેસર જેવી નીચ કર્મ કરવામાંજ ઘરડી થએલીમાં, પાપ પુણ્યની સમજણ ક્યાંથી હોય? પણ હરામ નજરના દરિઆખાં, ધિક્કાર છે તને, કે રાજનો હાકેમ થઇને આવી સદ્‌ગુણી સ્ત્રીને ફસાવવાને આવી નીચ મહેનત કરેછે!

એકવાર હાડકાં ભાગ્યાં હતાં તોપણ વેર લેવાના આ વેશમાં ને ધનના લોભમાં ફૂલનો દડો મૂકી આવવાનું કામ કેસરને કાંઇ મુસ્કેલ લાગ્યું નહિ. તેથી હીંમત ભેર ફૂલની છાબ લેઇ ફરીને ગુણસુંદરીની મેડીએ ચડી ગઇ. ગુણસુંદરીએ એને જોઈ કે તેને કમકમાટ છૂટયો, ને તે ગુસ્સામાં બોલી. રંડા, તું પાછી મારી મેડીએ આવી કે? કેસરે તેને નરમાશથી કહ્યું, બાઈ જરાધીરાં પડો. મને તે તમે કેવી સમજોછો? બીજી માલણો જેવી હું નીચ ધંધો કરનારી નહોય. હું તો તમારૂં મન જોતી હતી કે ભલા, ઝવેરચંદશાહના ગયા પછી તમારૂં મન કેવું રહ્યુંછે, તે જોઉંતો ખરી. બાકી મારી જીભે હું એવું તે બોલું ! આ જીભ કાપવી ન પડે? આહા ! પતિવ્રતા સ્ત્રીતો મેં તમનેજ જોયાં. આ ઘરની આબરૂ પ્રમાણે તમારે એમજ રહેવું જોઇએ. પ્રભુ તમારૂં પતિવ્રત સાચવો. હુંતો માત્ર ફૂલ આપવાજ આવી હતી. પણ તમારી પરીક્ષા લેતાં મારાં તો હાડકાં રંગાયાં; ને તે વખતે તમને ગુસ્સામાં દીઠાં એટલે ગુપચુપ ચાલી ગઇ. પણ હવે ક્રોધ સમ્યો હશે એમ ધારી તમારી પાસે માફ માગવા આવીછું. મેં તમારૂં અપમાન કર્યું, તેને માટે મને ઘણો પસ્તાવો થયો છે અને

હેજુંપણ પસ્તાઉંછું. એ પ્રમાણે મોઢે ગમે તેમ બોલતી હતી, પણ તેની આંખ ઉપરથી ગુણસુંદરી વરતી ગઇ. તેથી એની વૃદ્ધ દાસી ગુલાબને કહ્યું કે એ ફૂલ આપવા આવી છે, પણ આપણે તેનાં ફૂલ કામનાં નથી તોપણ એને એક રૂપિઓ લાવી આપ એટલે તે અહીંથી જાય. પછી કેસરને કહ્યું કે ગુલાબ રૂપિઓ આપે તે લઈને તું મારી મેડીએથી જા. મને તારૂં મોં જોવું ગમતું નથી. ફરીને મારી મેડીએ પગ મૂકીશ તો તારી વાત તું જાણે. એમ કહી ગુણસુંદરી બીજા ખંડમાં જતી રહી ને દાસી રૂપિઓ લેવા ગઈ. એટલે કેસરે વિચાર્યું કે મારેપણ એટલુંજ કામ છે. તું તારે જાને. મારે કયાં ફરી આવવુંછે જો? એમ કહી ગુણસુંદરીના ઉશીકા નીચે પેલો વીંટી બાંધેલો રૂમાલ ફૂલમાંથી કહાડી લેઇ મૂકી દીધો ને છબી પાઠ કરવાની પોથી નીચે મૂકી દીધી. એટલામાં ગુલાબે રૂપિઓ આણી આપ્યો તે લઈને કેસર ચાલતી થઇ. કેસરનો આ પ્રપંચ બાપડી ગુણસુંદરી કયાંથી જાણે! આવી રીતે દુષ્ટ માણસો કેટલીક વાર પોતાની નીચ ધારણા પાર પાડવામાં ફાવી શકેછે અને નિર્દોષ ભોળા પ્રાણી તેના ભોગ થઇ પડે છે.

કેસરને જતાં જોઈ કે તુરત ચંપા ગુણસુંદરીની સાસુ પાસે જઇ કાંઈ બોલ્યા ચાલ્યા વગર વીલે મોંઢે ઉભી રહી. ધનકોરે (ઝવેરચંદની માએ) પૂછ્યું, કેમ ચંપા, કોઇ દિવસ નહિ ને આજે ઉતરેલે ચે'રે આવીછે? ચંપા કાંઇપણ બોલી નહિ. એટલે ધનકોરે પૂછ્યું કે કેમ કાંઇ કહેવું છે? બોલ તો ખરી. ચંપાએ કહ્યું કાંઈ નહિ બાઇ સાહેબ, મારે કહેવું છે તે કહેવાને જીભ ઉપડતી નથી, અને કહું તો આપ માનનાર નથી. ને ના કહું તો કોઇ વાર વચગાળે મારા ગરીબનો ખોડો નીકળી જાય. માટે મને રજા આપો કે આવા મોટા શહેરમાં કોઇનાં દળણાં ખાંડણાં કરીને પણ મારો ગુજારો

કરીશ. આબરૂદારના ઘરમાં રહેવામાં જેટલું સુખ છે તેટલું દુઃખ પણછે. મારી નોકરી તરવારની ધાર ઉપર છે. મને એકવાર બટ્ટો લાગેતો પછી મારો ગરીબનો સારા ઘરમાં સમાસ થવો કઠણ પડે. માટે હું ઉભી આબરૂએ આપની પાસે રાજી ખુશીથી રજા માગવા આવીછું ચંપા જેમ જેમ બોલતી ગઇ તેમ તેમ ધનકોર વધારે વધારે ઇંતેજાર થતી ગઇ. તેથી તેણે તેને ખરીવાત કહેવાને કહ્યું. ચંપાએ કહ્યું બાઇ સાહેબ. કહેવામાં માલ નથી ને વચગાળે મારો મરો થશે ધનકોરે અભયદાન આપ્યું. ત્યારે ચંપાએ કહ્યુંકે આપણી ગુલાબ રાંડ ફૂટેલી છે. તેણીએ બાઇ સાહેબને ભોળવી દીધેલાં જણાય છે. ગરબડ તો કોણ જાણે કયારનીએ ચાલતી હશે. પણ ગઇ રાત્રે હું મારે ઘેર ગઈ. તે પછી રાત્રે દશેક વાગ્યાને સુમારે મેં મારાં બાઇ સાહેબને વેશ બદલીને બજારમાંથી જતાં જોયાં. આડે તેડે રસ્તે થઇને જતાં હતાં એટલે મેં છૂપી રહી જોયું તો એમને ઓળખ્યાં, એટલે મને વહેમ ગયાથી હું પાછળ પાછળ ગઇ તો તે દરિયાખાંના મહેલમાં પેઠાં. એટલે હું પાછી વળી ઘેર આવી. પણ મને તો આખી રાત ઊંઘ ન આવી. સવારના પહોરમાં આવી બાઇ સાહેબની મેડીએ પુંજો કહાડતાં પોથી હેઠળ દરિઆખાંની છબી દીઠી. એટલે એમને એમ મૂકી દઇ આપને કહેવા માટે આવીછું. એ બાબત આપ ગમે તેમ કરો. પણ મને તો રજા આપો. મોટાના કામમાં કોઇવાર મારો ગરીબ માણસનો મરો થઇ જાય. આ વાત સાંભળતાં ધનકોરનાં રૂએ રૂઆં ઉભાં થઈ ગયાં. અછકલા વિચારવાળી સ્ત્રીઓ, પાકી તપાસ કર્યા વગર ઘણીવાર સાહસિક ઉપાય લે છે, તે પ્રમાણે તેને એકદમ ગુસ્સો ભરાઈ આવ્યો. તેથી તેણે એ વાત એકદમ મોતીચંદ પાસે જઇને કહી દીધી. મોતીચંદશાહ ઘણો ભોળો ને

ભસો હતો, પણ આ વાત સાંભળી તેનો પીત્તો ઉછળી આવ્યો. ઝવેરચંદને મહેણાં મારી પરદેશ કહાડનાર એ હતી, એ વાત એના જાણવામાં આવી હતી, તેથી તેનાપર ગુસ્સો તો હતો, પણ તે સાધવી થઇને દુઃખમાં દહાડા કહાડે છે, એવું તેના જોવામાં આવ્યાથી તે બોલતા નહોતા. પણ ધનકોરની વાત સાંભળી તે બહુ ગુસ્સે થયો તેથી તે લાગલોજ વગર વિચારે ગુણસુંદરીની મેડીપર ચડી ગયો. ધનકોર પણ પાછળ પાછળ ગઇ. ત્યાં ગુણસુંદરી ને તેની દાસી ગુલાબ બેઠેલાં હતાં. તે મોતીચંદશાહ ને ધનકોરને આવતાં જોઈ ઉઠીને અદબથી ઉભાં રહ્યાં. કોઇ દિવસ નહિ ને આજે અણધાર્યાં શા માટે આવ્યાં હશે તેનો તેમને એકદમ સવાલ ઉઠયો, તે છતાં તેમને આવતાં જોઇ એક ખૂણામાં તે ભરાઇને ઉભી. ચંપાની આપેલી ખબર પ્રમાણે મોતીચંદશાહે પોથી નીચે જોયું તો છબી નીકળી. તેથી તેણે વધારે તપાસ કરવા માંડી તો ઉશીકા નીચેથી રૂમાલ નીકળ્યો. તેને છેડે વીંટી બાંધેલી હતી. તે વીંટી ઉપર દરિઆખાંનું નામ દીઠું. સાંભળેલી વાતનો પૂરાવો મળ્યો એટલે મોતીચંદશાહતો રાતો ને પીળો થઇ ગયો. તેની આંખોમાં અગ્નિ વરસવા લાગ્યો. ભોળા માણસોને તપી જતાં વાર લાગતી નથી. ગુણસુંદરી જે અત્યાર સુધી નિર્દોષ ચેહ્રે મોતીચંદશાહને ધનકોર શું કરે છે તે તરફ જોયા કરતી હતી, પણ તે શા માટે કરે છે. તે એ જાણતીજ નહોતી, તેના તરફ ફરીને મોતીચંદશાહ બોલ્યો. તને આમજ કરવું ઘટે? તેં કુળની લાજ ઠીક વધારી? ધણીને પરદેશ કહાડયો તે પારકા સાથે મોજો માણવાનેજ હશેતો ઘર વંઠયું ને ભગતડું પેઠું, તે બીલકુલ ખોટું નથી. ઉપરથી ભકતાણી બની ને અંદર તો સવાગજની કાતી રાખે છો! તારાં માબાપની પણ શરમ ન આવી? ધિક્કાર છે તને. જા હવે તારૂં કાળુંકર.

પરમેશ્વર તને તારાં કરતુકનાં ફળ આપશે. તારા જેવી દુષ્ટાનું પાપી મોં મને જોવું ગમતું નથી. મારા ઘરમાં હવે હું એક ઘડી પણ તને રાખીશ નહીં. મારો ઝવેરચંદ જીવતો આવશે તો એને તારા જેવી ઘણીએ પરણાવીશ. તું તો તારે ગમે ત્યાં જા, ગમેતો તારે પીયર જા. પેલી વૃદ્ધ દાસી તરફ જોઈને કહ્યું કે રાંડ તું પણ ફૂટેલછું. માટે હવેથી તારો પગ પણ મારા ઘરમાં નહિ. એમ કહી તેમને એમને એમ તેજ વખતે ઘરમાંથી કહાડી મૂકવાનો હૂકમ કરી મોતીચંદશાહે મોં ફેરવ્યું. ગુણસુંદરી તો આ બધું સાંભળી ચકિત થઇ ગઇ. રૂમાલ શો? દરિઆખાંના નામની વીંટી શી? ને છબી શી ? એના સસરાનું આવું કડવું બોલવું શું? એમાંનું કાંઇ એને કે એની દાસીને સમજાયું નહિ. ગુણસુંદરીએ કહ્યું. સસરાજી આપ શું કહોછો ને શા માટે કહોછો તે કાંઇ મને સમજાતું નથી. મને મહેરબાની કરીને કહો કે આપ આમ શાથી બોલો છો? આપનો મેં શો અપરાધ કર્યો છે? આપ કોઇ દિવસ ટુંકારો સરખો ન કરો તે આજ આટલા બધા ગુસ્સે શા માટે થાઓછો ? આ રૂમાલ. વીંટી ને છબીની વાત શી છે? એ ક્યાંથી આવ્યાં ને કોણ લાવ્યું? મને સમજાવો તો હું જે જાણતી હોઉં તે કહું. હું પ્રતિજ્ઞા લેઇને કહુંછું કે હું એમાંનું કાંઈપણ જાણતી નથી. મારા ગરીબના ઉપર નકામા ગુસ્સે ન થાઓ. મારા રાંકના સામું જુઓ. મને બળેલીને શું કરવા બાળો છો! મને દુ:ખીઆરણને શું કરવા ડામોછો! મને ગરીબને આવાં કડવાં વચન કહેવાં આપને ઘટે છે? હું આ મેડી મૂકીને ક્યાં જાઉં? પરણીને આવી ત્યારથી ડેલીના દરવાજા બહાર પગ તો મૂક્યો નથી, તો મારૂં પીયર ક્યાં પડયું છે ને ત્યાં હું શી રીતે જાઉં? એમ કહેતાં કહેતાંમાં એની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. મોતીચંદશાહે આડું જોઇને કહ્યું, જો રાંડ ઢોંગ કરે

છે! પોતે રાત્રે તેની સાથે મોજ માણે છે, રોજ તેની છબી જોઈને જમે છે, ને છબી શી, રૂમાલ ને વીંટી શી? એમ ઉલટી પૂછેછે ? રાત્રે રોજ ભટકે છે ને પીયર જડતું નથી. ધનકોરે કહ્યું એમ ન થાય. એમ કહાડી મૂકવામાં આપણા ઘરની આબરૂ નહિ. માટે એનાં લૂગડાં લત્તાં આપી ગુલાબનાં સાથે એક ગાડી ને સિપાઈ આપી એને પીયર વિદાય કરો. આપણા ઘરમાંથી ગઇ એટલે પાપ ગયું. મોતીચંદશાહને ગળે એ વાત ઉતર્યાથી નીચે જઇ સિપાઇ ચાકરને તૈયાર થવા હૂકમ આપ્યો.

મોતીચંદશાહ ગયા પછી ગુણસુંદરી એકલી પડી એટલે તે બહુ મુંઝાવા લાગી. આ એકદમ વાદળ ક્યાંથી ઘેરાઇ આવ્યું ! આ બધાનો ગુહ્ય ભેદ શો હશે ! ઓ ઇશ્વર! આમાંનું હું કાંઇપણ જાણતીનથી અને આ અણધારી આપદા કયાંથી આવી પડી ? હે હરિ! હવેતો તું મારો વહારે ચઢી સહાય કરજે, એમ કહીતે ઇશ્વર પ્રાર્થના કરવા લાગી.

### રાગ મેવાડો.

દીનાનાથ દયાળારે, આ શું કીધું અણચીતુંરે,
ક્યાંથી અણચીંતું આ આવ્યું આળ;
કોણે આ કૃત કીધુંરે, નિર્દોષ ફસાવવારે,
ક્યાંથી આવ્યાં છબી વીંટી ને રૂમાલ. દીનાનાથ. ૧.
સ્વામી મુજ સિધાવ્યારે, વિના વાંકે મેલીનેરે,
ઉગ્યાં ત્યારથી મુજ શીર દુઃખનાં વૃક્ષ;
દીન દોહિલા કાઢુંરે, દુઃખાબ્ધિમાં ડૂબીનેરે,
તેમાં ક્યાંથી કોપ દેખું આ અક્ષ. દીનાનાથ. ૨.
એકાંતે બેડીએરે, પતિવૃત પાળતીરે,
ધરતી ધ્યાન તારૂં કે સ્વામીનુંજ;
પરપુરૂષ નહિ પેખ્યોરે, સ્વપને પણ કો દિનેરે,

સાક્ષિ તેનો મન કે છે હરિ તુંજ. દીનાનાથ. ૩.
ભોંય ચટાઈએ સૂતીરે, લૂખું પાખું ખાઇનેરે,
સુખ મોજ વૈભવ કરીને તાજ;
વસ્ત્રાભુષણ છોડયાંરે, અંજન ન આંજ્યુંરે,
તેની નથી ઇચ્છાએ કરી મહારાજ. દીનાનાથ. ૪.
નીચું ન્યાળી રે'તીરે, ઉંચું નહી ભાળતીરે,
ગીતા વિના વાંચ્યો સુણ્યો ન કો ગ્રંથ;
સુગંધી પણ ત્યાગીરે, ઘ્રાણે પુષ્પ નથી ધર્યારે,
પેખ્યો નથી કો પંથી જાતો પંથ. દીનાનાથ. ૫.
થઇ સાધવી રહેતીરે, પતિવૃત પાળતીરે,
ધર્યું નથી કુડ કપટ મન લેશ;
તોપણ આ ઓચિંતુંરે. દાઝયાપરે ડામવારે,
દુઃખ કયાંથી આવ્યું મને પરમેશ. દીનાનાથ. ૬.
વૃત્ત નથી ચૂકીરે, પાપ નથી ચિંતવ્યુંરે,
મનસા વાચા કર્મણા રહીછું શુદ્ધ;
અજ્ઞાને કદિ ચૂકીરે, ભૂલ અજાણે જો પડીરે,
તો તે ક્ષમા કરજે જાણી અબુદ્ધ. દીનાનાથ. ૭.
પણ ઓચિંતું આશુંરે, દાવાનળ આવીયુંરે,
મુજ અબળાથી કો' કયમ એ ઓલવાય;
ઓ પ્રભુ આપ પધારોરે. વા'રે મારી વેગથીરે,
પુત્રી તારી દુઃખમાં પ્રલયે થાય. દીનાનાથ. ૮.
ડેલી તો નથી દીઠીરે, આગરા ક્યાં આવીયુંરે,
વચમાં છે મારગ બહુ ભયકાર;
દૈત્યો દુષ્ટ મળશેરે, અરેરે શું થશેરે,
ત્યારે કોણ કરશે મારી વા'ર. દીનાનાથ. ૯.
શું કરવું ક્યાં જાતુંરે, કાંઇ નથી સુજતુંરે,
હો હરિ મનમાં બહુ હું મુંઝાઉ;
માગ પૃથ્વી મા આપોરે, દયા કરી દીનનેરે,
જેથી તારા ઉદરમાં સમી જાઉં. દીનાનાથ. ૧૦.

આ પ્રમાણે પ્રાર્થના કરી ગુણસુંદરી જમીનપર પડી તેવી ગુલાબે આસનાવાસના કરવા માંડી. ગુલાબે કહ્યું બાઇ આમ નાહીમત ન થાઓ. તમને આજસુધી ક્યાં ઓછું દુ:ખ હતું કે આથી વધારો થયોછે. પડતાપર પડે એ કહેવત કાંઈ ખોટી છે? પણ બાઇજી દુ:ખ આવે ત્યારે ધીરજથી તેની સામા થઇને તે ખમવું જોઇએ. જો દુ:ખને તાબે થઇએ તો તે આપણને વધારે વધારે નડેછે માટે જે થાય તે સહન કરો. એ ગુહ્ય ભેદ જ્યારે ખુલ્લો થશે ત્યારે ખરી વાત માલમ પડશે. આપણે ક્યાં દોષિત છીએ. કોઈ નહિ તો ઇશ્વરતો જાણેજછે. માટે ગભરાવું નહિ. એ જગતપિતા આપણી સહાય કરશે અને સત્ય વાત ઉઘાડી પાડશે. માટે હીમત રાખો ને હમણાંતો સસરાજીએ હુકમ કર્યો છે તેમ ચાલો આગ્રે જઇએ. ગાડી જોડીછે ને લૂગડાંલત્તાં બાંધી તૈયાર કર્યાં છે માટે ચાલો પધારો. ડાહી ગુણસુંદરીહીમત લાવી જે દુ:ખ પડે તે ખમવાને ધીરજથી તૈયાર થઇ નીચે આવી ગાડીમાં બેઠા; તોપણ એની આંખમાંથી આંસુ સૂકાતાં નહોતાં; તે ડુસકે રડતી હતી પણ એનાં ક્રોધાંધ સાસુ સસરાને દયા ન આવી. ગાડીના પડદા નાંખી ગાડીવાને ગાડી હાકવા માંડી. દિલ્લીથી બે ચાર ગાઉ દૂર નીકળી ગયાં એટલે પાછલો પહોર દહાડો રહ્યો. રસ્તામાં એક તળાવ આવ્યું ત્યાં બળદને પાણી પાવા ગાડી ઊભી રાખી. એટલામાં દશ સવારો દોડતા આવી પહોંચ્યા. તેમણે સીપાઇ ઉપર ધસારો કર્યો એટલે સમશેરખાંએ (સિપાઇનું નામ) સમશેર ખેંચી. તેણે સવારોને ઓળખ્યા ને તેમના આગેવાનને પણ ઓળખ્યો. તેથી સમશેરખાં બોલ્યો દરિઆખાંભાઇ આતો મોતીચંદશાહના દિકરા ઝવેરચંદશાહની વહુને પીએર પહોંચાડવા હું જાઊંછું માટે આપ વેગળા રહો. હું કાંઇ નીમકહરામ નથી. આમાં કાંઈ આપનું વળવાનું નથી, માટે પાછા જાઓ. સમશેરખાંનું બો-

લવું નહિ ગણકારતાં સવારો તેના ઉપર આવ્યાથી તેણે તરવાર ચલાવી એક બે સવારને તો ભોંય ભેળા કરી દીધા પણ એટલામાં એક જણની કટારી સમશેરખાંની છાતીમાં પેસી ગઈ ને તે મૂર્છાખાઇ પડયો. પડતાં પડતાં તે બોલ્યો કે બાઇ હું તને ખુદાને આશરે સોંપુંછું. હવે મારો કાંઇ ઇલાજ નથી. એમ બોલતો થોડીવારમાં તે મરણ પામ્યો. ગમે તેટલું પરાક્રમ છતાં પણ એકનું ઓસડ બે, ત્યાં આતો દશ જણા હતા.

ગુણસુંદરી તો બાપડી બેબાકળી બની ગઇ. તે વિચારવા લાગી કે વળી આ આફત શી આવી ? તે ઘણી ગભરાટમાં પડીને બહાર મોં કહાડી જુએ છે તો દશ સવારો સાથે સમશેરખાં વાતોમાં પડયો છે ને થોડીવારમાં તરવારો ઉછળવા લાગેલી દૃષ્ટીએ પડી ને જોત જોતામાં તો સમશેરખાં જમીનપર પડયો. એટલે ગુણસુંદરી બેભાન થઇ રથમાં પડી. રથ હાંકનાર પણ જવાંમર્દ હતો. સમશેરખાંને પડેલો દીઠો કે વૃદ્ધ છતાં તેની નસોમાં લોહી ભરાઇ આવ્યું ને થોડીવારમાં બીજા એક સવારને ધુળ ફાકતો કર્યો પણ એટલામાં તો એના તુકડે તુકડા થઇ ગયા ને આ પાપી દુનીઆં છોડી પરલોક પહોંચ્યો. બંને જણા મરાયા એટલે દરિઆખાં નજીક આવ્યો ને રથમાં જુએ છે તો ગુણસુંદરી ને તેની દાસી મુર્છીત થઇ પડેલાં છે. એક સવાર પાસે રથ હંકાવી તેઓ સઘળા શહેર ભણી વળ્યા. દિલ્લીના દરવાજામાં પેઠા તે વખતે અંધારૂં થયું હતું. તેથી તેઓ કોઇના પણ જાણ્યા સિવાય દરિઆખાંના મહેલમાં આવી પહોંચ્યા, ને બંને જણીઓને બેભાન સ્થિતિમાં ઉચકાવી મહેલના એકાંત ભાગમાં સુવાડી ત્યાં આસનાવાસના કરવા માંડી.

ધીરે ધીરે ગુણસુંદરી સચેત થતી ગઈ—તેનામાં શુદ્ધિ

આવવા માંડી. આંખ ઉઘાડી આસપાસ જુએ છે તો તે ગભરાટમાં પડી; અને આ સ્વપ્નું છે કે સત્ય છે તેની શંકા થયાથી વળી પાછી તે આંખો મીંચી ગઇ. આંખ ચોળી બરાબર જાગૃત થઈ જુએ છે તોપણ તેનો તેજ દેખાવ દૃષ્ટિએ પડયો. જે રથમાં તે પીએર જતી હતી તે રથ ક્યાં, તે સમશેરખાં ક્યાં. તે ગાડીવાનને તે ભયાનક માર્ગ ક્યાં? તે બધું ક્યાં જતું રહ્યું ને આ મહેલ ક્યાંથી, આ લોકો કોણ ને ક્યાંથી, આ શહેર કયું. મને અહીં કોણ લાવ્યું ને શામાટે લાવ્યું? એ બધાનો વિચાર કરતાં તેને ભાન આવ્યું કે સમશેરખાં તો મારો બચાવ કરતાં મરણ પામ્યો છે ને મને અહીં લાવનાર તે સમશેરખાંને મારનાર—સમશેરખાંએ જેનું નામ દીધું હતું તે. પાપી દરિઆખાંજ હશે ને તેથી આ મકાન પણ તેનું હશે. તેની વૃદ્ધ દાસી તરફ જોયું તો તે હજુ પથારીમાં બેશુદ્ધ પડેલી દીઠી. આસપાસ બે ત્રણ લુંડીઓ બેઠેલી જોઇ, તેથી વળી પાછી આંખ મીચી કાંઈપણ બોલ્યા ચાલ્યા વગર સૂઇ ગઇ. થોડીવાર પછી દરિઆખાં આવ્યો ને તજવીજ કરી તો માલુમ પડયું કે ગુણસુંદરીએ થોડીવારપર આંખ ઊઘાડી હતી, પણ પાછી સૂઇ ગઇ છે એટલે તે દાસીઓને સંભાળ રાખવાનું કામ સોંપી ચાલ્યો ગયો.

એમ કરતાં મધરાત્રિ ગઇ. દરિઆખાં બે ત્રણવાર તજવીજ કરી ગયો પણ ગુણસુંદરી કે ગુલાબ બેમાંની એકે જાગૃત ન દીઠી, તેથી તે પાછો ગયો. દાસીઓ પણ થાકીને નિદ્રાથી ઘેરાઇને ત્યાંજ ચટાઇઓપર સૂઇ ગઇ. બધાં ભરનિદ્રામાં પડેલાં છે એટલામાં ગુલાબ જાગી. ગુણસુંદરીની માફક પ્રથમતો તેને પણ નવાઇ લાગી. પણ સ્થીર મનથી વિચાર કરતાં ધીમે ધીમે તેને બધી વાત યાદ આવીને તે સમજી કે અમે કોના ઘરમાં આવ્યાં છીએ. તેણે બ-

ધાંને ઘોરતાં દીઠાં કે ઉઠીને તે ગુણસુંદરી પાસે ગઇ ને ધી-રેથી તેને જગાડી તો તે પણ સચેત થઇ. તેણે કહ્યું ગુ-લાબ આપણે વિકટ જાળમાં ફસાયાં. હું ધારૂંછું કે આ મહેલ દરિઆખાંનો હશે ને એજ પાપીએ પાપ દૃષ્ટિથી બાપડા સમશેરખાંને મારીને આપણને અહીં આણેલાંછે. કાલે તે આપણા ઉપર જુલમ કરશે તે વખતે આ જગા-એ રે! આ શહેરમાં આપણું કોઇ બેલી નથી જ્યાંથી વહાર આવવાની ત્યાંથીજ ધાડ આવી છે. મારા સસરાજીજ મારા-પર રૂઠયા છે ત્યાં આપણી મદદે કોણ આવનાર છે? વળી તેમને માલમ પણ કયાંથી પડવાનું! હુંતો ધારૂંછું કે પેલો રૂમાલ, વીંટીને છબી આ પાપીએજ આપણે ત્યાં મૂકાવી, સસરાજીને ભમાવ્યા હશે. સસરાજી ભોળા ને ઉતાવળીઆ છે એટલે અવિચારમાં એ પાપીની વાત ખરી માની હશે. એણે ધાર્યુંજ હશે કે મને ઘરમાંથી કહાડી એટલે હું એના હાથમાં જઇશ. અને એમજ બન્યું છે. પણ ગુલાબ મને કહાડી મૂકી કે તરતજ તે વાત દરિઆખાંને માલમ કેમ પડી? રૂમાલ, વીંટી, ને છબી આપણે ત્યાં કોણ લાવે? વળી એ વાત દરિઆખાં સસરાજીને કહેવા જાય એમ કેમ બને? મને તો લાગે છે કે આ કામમાં આપણો દુશ્મન કોઇ મ-દદગાર હશે. પણ મેંતો કોઈનું ભુંડું કર્યું નથી. કોઈ સાથે બોલી ચાલી નથી. કોઇની સાથે વાત સરખી પણ કરી નથી, ત્યારે આ બધું કેમ બને? ગુલાબે કહ્યું પેલી રાંડ ચંપાની નજર પણ મને સારી લાગતી નહોતી. તે બહુ લોભી હતી. વળી તે કેસરની પાડોશમાં પરણેલી છે ને કેસર પણ આપણે ત્યાં બે વાર આવી હતી એટલે દરિઆખાંએ કેસર-ની મારફત ચંપાને લાલચ આપી ભોળવીને મેળવી લીધી હોય તો, ચંપાને કેસર બે મળી આ બધું તરકટ ઉભું કરી શકે ખરાં. ગુણસુંદરી કહે એ ગમે તેમ હોય, પણ આપણે

આ જગાએ ફસાયાં. જેણે આટ આટલાં કાવતરાં ને પાપ કરી મને અહીં આણી છે તે. તેની પાપી નજરને લીધેજ. સવારમાં એ પાપી આવશે. મને તો પરપુરૂષનું મોં જોવું ગમતું નથી તો તેની સાથે બોલવું તો ગમેજ કેમ ? અહીં એના કબજામાં છીએ ને આપણે બંને અબળા છીએ. અહીં આપણું શું જોર ચાલવાનું છે? ને પાપ કર્મ કરવામાં જે બીહીતો નથી તે જુલમ કરવામાં કેમ બીહીશે? પણ એના જુલમથી શી રીતે બચવું ? છેવટે કોઇ ઉપાય નહિ ચાલે તો મરવું—મરવુંનો નક્કીજ છે. કેમકે આ જગાએથી ઉગરવાનો બીજો ઉપાય સૂજતો નથી. પણ મરવું શા વડે? અરે! એતો સહેલું છે. મારી પાસેજ છેને. આ ચોળીની રેશમી કસ, આ વીંટીની હીરાકણી ને છેવટે જીભ કરડીને મરવું. મરવું એમાં શું મોટું કામ છે? મરવું તો એકવાર છેજ. એકવાર મુવા પછી કાંઇ ફરીને મરવું છે ! ત્યારે ગુલાબ એ પાપીનું મોં જોવું પડે તે પહેલાં મરૂં તો શું ખોટું? લાવને હમણાંજ હીરાકણી ચુસું કે આ દુઃખ ને આપદામાંથી બચ્યું. પણ ના. એમ નહિ કરૂં. મારા સસરાજીએ મને દોષિત ઠરાવી છે ને જેનાથી દોષિત ઠરાવી છે તેનાજ ઘરમાં હું મરૂં તો દુનીઆં શું જાણશે ? બધા કરતાં મારા સ્વામિ આવે ને સસરાજી મારો દોષ કહે ત્યારે તેમના મનમાં પણ હું દોષિત ઠરૂં, તો તે મારા વિષે કેટલો હલકો વિચાર બાંધે ? ને મારાં માબાપને કેટલું બધું કલંક ચોંટે? વળી આત્મહત્યા કરવી એ પણ મોટું પાપ છે અને તેમ કરવાથી આપણા સાતે ભવ તેવાને તેવા જવાની દહેશત રહે છે, તે છતાં પણ એ પાપીના પંજામાંથી આપણે છૂટીએ નહિ તો આખરે તેમ કરવુંજ. માટે મારે જીવવું અને એ દોષમાંથી મુક્ત થવું. આ ખોળીઆમાં જીવ છે ત્યાં સુધી આશા છે. જીવ ગયા પછી શું થવાનું ? માટે જીવવું તો

ખરૂં. પછી કોઇ રસ્તો નહિ સુજે—મારો ધર્મ સચવાશ એમ નહિ જણાય તો, મરવું એમાં શી વાત છે? તેતો નક્કી છેજ. પણ ગુલાબ હમણાં થોડીવારમાં એ પાપી આ-વશે, ને મને એની મરજી ને તાબે થવા કહેશે ત્યારે શું કહેવું. મારે એ પાંપી સાથે વાત સરખી પણ ન કરવી પડે તો ઠીક. હેજગદિશ્વર! આ બારિક વખતમાં મારૂં કોઇ શરણ્ય નથી, અને આ ભારે સંકટમાંથી ઊગારનાર તારા વગર બીજું કોઈ નથી. મારી સમજ પ્રમાણે સદાચરણે ચાલવામાં હું કોઇ દહાડો ચૂકી નથી. તે છતાં જો કદાપિ મારી ભૂલ થઈ હોય તો તે ઊદારતાથી માફ કરી તું મારૂં રક્ષણ કરજે. તારી દીન બાળકીના ગુન્હા તરફ નહિ જોતાં આ પાપી રાક્ષસના પંજામાંથી તું મને બચાવજે. મારા પ્રિય પણ વિયોગી પતિની સેવા બજાવવા મને એકે વાર થોડો વખત મળે તથા મારા ઉપર વિના કારણે મૂકાયલો આરોપ ધોવાની તક મળે, તેવું કરવામાં તું મને સહાય થજે. આ પ્રમાણે ગુણસુંદરીને ગભરાતી અને છેક નિરાશ થતી જોઇ ગુલાબ બોલી, કે બાઇ સાહેબ. આવા દુઃખના સમયમાં હિંમત હારવી કાંઇ કામની નથી. આપણે ધીરજ ધરીને કોઇ રીતે છટવાની યુક્તિ શોધી કાઢવાનો ઊદ્યોગ કરીશું નહિ તો પછી ઇશ્વર આપણને શી રીતે સહાયતા આપશે? આપણું કામ છે કે આપણે કોઇ ડાહી યુક્તિ શોધી કાઢવી, અને તેમાં ફતેહ મેળવવામાં કૃપાળુ પરમેશ્વરની મદદ મા-ગવી. નાનપણમાં અમે ઘણી કહાણીઓ સાંભળતાં તેમાં તમારી પેઠે ફસાયલી સ્ત્રીઓ જુલમમાંથી બચવાને કોઇ અમુક મુદત સુધીનું અબોલા વ્રતનું બહાનું કાઢતી અને તે પછી વ્રત ઊજવવાની મુદત થતા સુધીમાં પોતાનો છૂટકો ન થતો તો ઊજવવાને બહાને શહેર બહાર માતા કે મહાદે-વની પુજા કરવા જાય ને ત્યાં આપઘાત કરે કે બીજી રીતે

મરે. એમ વાત કરતાં કરતાં તો સવાર થઈ ગઇ, દાસીઓ મરડાતી ને આળસાતી જણાવા લાગી એટલે બંને જણાં ચૂપ થઇ પથારીમાં આડાં થયાં, દાસીઓ ઊઠીને ધંધે લાગી ને ગુણસુંદરી તથા ગુલાબ ને પણ જગાડયાં, એટલામાં દરિઆખાં આવી પહોંચ્યો. દરિઆખાંને દીઠો એટલે ગુલાબ બોલી સાહેબ, મારાં બાઈજીને હું રસોઈ કરીને જમાડીશ. માટે પાણી છાણીનો બંદોબસ્ત થવો જોઇએ. પણ સીધું પાણી ચોખ્ખાં આવવાં જોઇએ, નહિ તો મારાં બાઇજીને તે બીલકુલ ખપશે નહિ, તેથી તે ભૂખે ને તરસે મરી જશે, આ પ્રમાણે દરિઆખાંના બોલતા અગાઉ સૂચના થઈ કે દરિઆખાં ખુશ ખુશ થઇ ગયો. તેણે એક હિંદુ ચાકરને બોલાવી સીધું પાણી લાવી આપવાનો બંદોબસ્ત કર્યો. બધો બંદોબસ્ત કરી રહ્યા પછી દરિઆખાં ગુણસુંદરી સાથે બોલવા જતો હતો તેવીજ ગુલાબ બોલી ઉઠી કે સાહેબ, મારાં બાઇજી ગઈ કાલનાં ભૂખ્યાં ને તરસ્યાં પડેલાં છે. તેમને પૂરી શુદ્ધિ પણ નથી. ભૂખ તરસથી આંખે પણ અંધારાં આવે છે. માટે હાલમાં આપ સીધાવો એટલે હું એમને રસોઇ કરીને જમાડું. આ સાંભળી દરિઆખાંને સંતોષ થયો ને તે ચાલ્યો ગયો.

તે દિવસે પોતાની પાસે સુકું પાકું ખાવાનું હતું તે ખાઇને દરિઆખાંનું મોકલાવેલું સીધું પેલા હિંદુ ચાકરને આપી દીધું. તેમણે એ મકાનની આસપાસ દૃષ્ટિ કરી તો ચોકી પહેરાથી પોતાને ઘેરાયલાં દીઠાં. કોઇ રીતે નાસી જવાય એમતો હતુંજ નહિ. બંને જણાં વળી એકઠાં મળીને એઠાં ને કેમ ઉગરવું તેનો વિચાર કરવા લાગ્યાં. ઘરમાં કોઇ પણ દાસ દાસીને માલમ નહોતું કે આ કોણછે. માત્ર દરિઆખાંની ચાલ ઉપરથી અને ગુણસુંદરીના અનુપમ રૂપ ઉપરથી તેમણે એટલું ધાર્યું કે આ કોઈ સુંદર સ્રીને તે

ફસાવી લાવ્યો છે. ગુણસુંદરીનો દયામણો ચે'રો જોઇને તે-માંના કોઇ કોઇને દયા આવતી. પણ ટેવાઇ ગયલાં ગોલા ગોલીઓ જેવાં હલકાં માણસોને તેનું વૃત્ત ભંગ થશે તેની તેમને શી દરકાર હોય? એમ કરતાં રાત્રિ પડી ને દરિઆ-ખાંએ દેખાવ દીધો. દરિઆખાંનો જીવ ગુણસુંદરીમાં હતો. તેને કંઈપણ કામકાજ કરવું ગમતું નહોતું. તેતો માત્ર રાત્રિ પડવાનીજ રહા જોતો હતો. તેથી દીવા થયા કેડે તરત ત્યાં આવીને ઉભો રહ્યો ને ગુણસુંદરી તરફ જોઇને બોલ્યો. ગુણસુંદરી હવે તું તારો દયામણો ચે'રો છોડી દે. હવે શોક શા માટે કરેછે ? આ મકાન તારૂંજછે અને આ દેહ પણ તારોજ છે એમ સમજ. આ દાસ દાસીઓ અને મારી બેગમો તે સૌ તારા સ્વાધિનમાં રહેશે, ને તારો હુકમ ઉ-ઠાવશે. તું ત્યાં એકલી દુઃખમાં દહાડા કહાડતી હતી તે કરતાં અહીં તને શું ખોટું છે? તારો ધણી તને તુચ્છકારી તારો ત્યાગ કરી કયાંએ જતો રહ્યોછે ને હવે તે કયાં પાછો આ-વવાનો છે? માટે હવે તેની આશા ન રાખ. આ જીવ તને તેના કરતાં વધારે હેતથી ચહાશે, વધારે પ્રેમથી તારી સેવા ચાકરી ઉઠાવશે ને તને કોઈ વાતની ઓછપ પડવા નહિ દે. અહીં તને કોઈ ચું કે ચાં કરનાર નથી, તારો પડતો બોલ ઊપાડી લેશે. તારાં આંસુને ઠેકાણે મારૂં લોહી રેડવાને હું તૈયાર છું. તો હવે તારે શી ફીકર છે ? અહીં તું મોજ શોખમાં રહે ને મારી સાથે હેતથી બોલ. હું માત્ર તારો પ્રેમ માગુંછું, તારા પ્રેમના બદલામાં તું જે કહેશે તે કરવાને હું તૈયાર છું. નહિતો એ નક્કી જાણજે કે આ જગાએથી તારો છૂટકો તો થવાનો નથીજ આસપાસ જો કે ક્યાંહી વા સંચરે તેમ પણ છે. અહીં તું મારા હાથમાં છે. તું હેતથી હા પાડશે તો ઠીકછે, સઘળાં સારાં વાનાં થશે ને આપણે બંને સુખમાં દીવસ ગાળીશું. પણ જોના

કહેશે તો તું કયાં જવાની છે? મારા કબજામાં છે. જુલમ કરીશ તોપણ તારી વહારે કોણ આવનાર છે? અહીં તારો બીજો કોણ બેલીછે ? માટે એ સઘળી વાતનો વિચાર કરીજો ને હવે તું મારી મરજીને તાબે થા. જો મારી મરજીને તાબે ખુશીથી થઈશ તો હું તને મારી બેગમોમાં મુખી કરીને થાપીશ, નહિતો લુંડીને તોલે ગણીશ. આટલું બોલ્યો એટલે ગુલાબ આગળ થઇને બોલી ઉઠી. ગુણસુંદરી તો ત્યાં સુધી નીચું મોં રાખી જમીન તરફ જોઈ રહી હતી. ગુલાબે તેને કહ્યું કે આપ જરા બાજુપર આવો તો મારે આપને કાંઈ વાત કહેવાની છે તે કહું. એમ કહી તેઓ બહાર ગયાં. તેણે તેને કહ્યું કે આવા કામમાં આપ ઉતાવળા શાને થાઓછો? આ મહેલમાં અમે આપને કબજે આવ્યાં ત્યારથી આપનાંજ છીએતો. અહીંથી કયાં જવાનુંછે, ને શા માટે જવું? શું સુખ પામવાને જવું? અમે તો આપનેજ આશરે છીએ. આપની મરજી તોડીને દુઃખી શા માટે થવું ? આપ આટઆટલું માન આપો છો તે છતાં આપનું અપમાન કરે કે આપનો હુકમ ન માને એવાં મારાં બાઇ સાહેબ નથી. એમનો સ્વભાવ આપને માલમ નથી એટલે આપ ગમે તેવા વિચાર કરો. પણ એ તો મારા હાથમાં મોટાં થયાં છે. હું એમને સારી પેઠે જાણુંછું. આપ ખાતરી રાખો કે એ હવે આપનાંજ છે. આપને જૂલમ કરવાની કાંઇ જરૂર નહિ પડે. પણ એક મારી અરજછે તે જો આપના ધ્યાનમાં ઉતરે ને હુકમ આપો તો સારૂં, આપ ઉતાવળા ન થાઓ તો સલાહ શાંતિમાં ને સુખ ચેનમાં રાજી ખુશીથી કામ થાય. નહિ તો પછી આપ મુખ્ત્યાર છો. આપની મરજીમાં આવે તેમ કરો. આપના કબ્જામાં છીએ એટલે અમારૂં શું ગજુંછે ? પણ તેથી મારાં બાઇ સાહેબ બહુ દુઃખી ને દીલગીર થશે. પ્રેમથી ને રાજી ખુશીથી જેવું સુખ મળે

છે તેવું જુલમથી કે બળાત્કારથી મળતું નથી. દરિઆખાંએ કહ્યું શું છે? ગુલાબે કહ્યું કે જ્યારથી મારા શેઠ જાવે ગયા, ત્યારથી મારાં શેઠાણીએ એક વૃત્ત લીધું હતું કે 'તમારા ગયા પછી ત્રણ વરસ સુધી ભોંય પર સાદડી નાંખી સૂવું, શણગાર સજવા નહિ, શરીરે મંજન કે આંખે અંજન કરવું નહિ, મિષ્ટાન કે પકવાન જમવાં નહિ, ફુલ સુંઘવાં નહિ ને પરપુરૂષ સાથે બોલવું નહિ.' એ મુદત આવતી પુનેમને દિવસે પૂરી થાયછે. આજે ચાંદ રાત્રિ તો થઇ. હવે માત્ર બાર તેર દિવસ રહ્યાછે. પુનેમને દિવસે એ પોતાના બંધનથી છૂટી થશે. પછી સઘળાં વાનાં કરવાની છૂટ થશે. જેઓ ધર્મ ચુસ્ત હોયછે તે કોઇ પણ આકૃતે પોતાના ધર્મનું રક્ષણ કરવા પ્રયત્ન કરે છે. માટે એટલા દિવસ આપ ઉતાવળ ન કરો તો સારૂં. પુનેમના દિવસથી એ આપનીજ થશે, ને આપની સાથે રાજીખુશીથો બોલશે. દરિઆખાંએ વિચાર્યું કે જો બાર દિવસ પછી એ રાજી ખુશીથી તાબે થવાની છે, તો એટલા દિવસ સારૂં ઉતાવળ કરી નારાજ કરવી તે ઠીક નહિ. અહીંથી એ ક્યાં જવાની છે? સારો બંદોબસ્ત રાખીશું કે ક્યાંહી ચસાય નહિ, ને બાર દિવસ તો હમણાં જતા રહેશે. માટે ભલે એ રાજી થાય. નકામી નારાજ કરી દુઃખી ન કરવી. એમ વિચારી તે બોલ્યો બહુ સારૂં. ગુલાબે કહ્યું, આમ કરવાથી એનો ધર્મ સચવાશે ને ખુશી થશે. તથા આપનો બહુ મોટો આભાર માનશે. એ સાંભળી એમને કોઇ જાતની હરકત ન પડે તેમ જે જોઇએ તે આણી આપવાની દાસીઓને સખત તાકીદ કરી દરિઆખાં ચાલ્યો ગયો.

દરિઆખાંના ગયા પછી ગુલાબે ગુણસુંદરીને ઉપર કહેલી યુક્તિ કહી બતાવી અને તેથી તે રાજી થવા લાગી. બાર તેર દીવસની નિરાંત થઈ સમજી અણી ચુક્યું સો વ.

રસ જીવે એવા વિચારથી તેને હિંમત આવી. પણ એક પછી એક એમ દિવસ જવા લાગ્યા–ગણ્યા ને ગાંઠયા દિવસમાંથી જેમ જેમ ઓછા થવા લાગ્યા પુનેમ નજીક આવવા લાગી—તેમ તેમ વળી ગુણસુંદરીને ચિંતા થવા લાગી. દરિઆખાંના કબજામાંથી છૂટવાની તેને કાંઇ ગમ પડે નહિ. શું કરવું તે સૂઝે નહિ. એમ કરતાં તેરસની રાત્રિ આવી.

ગુણસુંદરીને ગુલાબ વિચાર કરવા લાગ્યાં કે હવે શું કરવું. કાલનો દિવસ જતાં વાર નહિ લાગે, અને એ પાપીતો પાછો આવીને ઉભો રહેશે. બંને જણાં ડાહ્યાં હતાં, પણ તેઓ બંને સ્ત્રી જાતિ હતી. અબળા હોવાથી તેમનું શું જોર ચાલે? આપઘાત કરવા સિવાય તેમના મનમાં કોઈ રસ્તો સૂજતો નહોતો. ગુણસુંદરીના મનમાં બહુ ગડભાંગ થતી હતી. આખી રાત તેને ચેન પડયું નહિ. મધ્ય રાત્રિ એમ શંકામાં ને સંકામાં ગઇ. એટલે ગુલાબ ઝોકવા લાગી. ગુણસુંદરી પણ બેએક કલાકમાં ઊંઘી ગઇ. પાછલી પહોર રાત્રિ રહી, એટલામાં ગુણસુંદરી ઝબકી જાગી, ને ગુલાબને જગાડીને કહેવા લાગી; ગુલાબ સવાર થવા આવી, પણ મનેતો એજ જંખના થયા કરે છે. આંખ મીંચાઇ પણ એને એ વાતના ભણકારા થયા કરે છે; ને આપણને કોણ છોડવે કે શી રીતે છૂટવું તે વિચાર્યા કરૂંછું.. હમણાં મને યાદ આવ્યું કે દિલ્લી શેહેરમાં મારા સ્વામિનો એક દોસ્તદાર બલબનખાં કરીને એક પઠાણ છે ને તે મોટો સરદાર છે. મારી આગળ વાતચીત નીકળે ત્યારે એ કહેતા કે એ બહુ બહાદૂર અને પ્રમાણિક છે. એના જેવો બીજો દોસ્તીનો હક સાચવનાર દોસ્ત દિલ્લીમાં નથી, મિત્રને માટે માથું આપે એવો છે. એમ એનાં વખાણ કરતા હતા. તેને મારી આપત્તિની વાતની ખબર પડે તો એ આવા સંકટમાં આપણને જરૂર મદદ કરે. મને તો લાગે છે કે

કરશેજ. પણ હું એને ઓળખતી નથી: મારા નામ સિવાય એ પણ બીજું કાંઇ જાણતા નહિ હોય. ક્યાં રહે છે તેની ગમ નથી અને સૌથી મુસ્કેલતો એ કે એને ખબર આપનાર આ મહેલમાં બીજું કોઇ નથી. માત્ર તું છે. પણ પ્રથમ તો તારે શી રીતે જવું ને તું જાય તો મારે એકલીએ શી રીતે રહેવું! માત્ર આજનોજ દહાડો વચમાં છે. કાલે તો એ પાપ આવ્યા વગર રહેવાનું નથી. ગુલાબે કહ્યું એ બલબનખાંને તો હું ઓળખું છું. એમનું મકાન પણ મેં જોયું છે. આપણે ઘેર પણ એ ઘણી વાર આવેલા છે. પણ મારે શી રીતે જવું? ને તેમજ હું જઇશ તો તમારે એકલાંને તો થોડો વખત ચલાવવું પડશેજ. ગુણસુંદરીએ કહ્યું નાના એમ તો ન થાય. તું છે ત્યાં સુધી મને હિમત છે. તું જાય એટલે એને જવાબ આપનાર કોણ? પછીતો મારે તેની સાથે બોલવુંજ પડે. અને એની સાથે બોલવું પડે તેના કરતાં મરવું બહેતર છે. વળી તું જાય ને કયાંઇ ફસાઇ પડે ત્યારે હું શું કરૂં? ગુલાબે કહ્યું બાઇજી તમે ધીરજ રાખો. ધીરજનાં ફળ મીઠાં છે. હું કોઇ ઠેકાણે ફસાનાર નથી; ને બલબનખાં તમારા દુઃખની વાત જાણી તમારી વહારે આવ્યા વગર રહે એવા નથી માટે મને જવા દેવી એજ સારૂં છે. શી રીતે જવું એનો રસ્તો હું કહાડીશ. જો મને નહિ જવાદો તો હવે તમારૂં પતિવ્રત સાચવવાનો મને બીજો રસ્તો જડતો નથી. માટે મને રાજી ખુશીથી રજા આપો, તો હું જવાની યુક્તિ કરૂં. ગુણસુંદરીએ મનમાં કચવાઇને છેવટે હા પાડી. અને પોતાના છૂટકારાનો ભરોંસો દીનદયાળ પરમેશ્વરપર રાખ્યો. આ પ્રમાણે ઠરાવ થયા પછી ગુલાબને શંકા થઇ કે બલબનખાં કદાચ મારી વાત નહિ માને તો. માટે મને એક કાગળ લખી આપો. તમે ભણેલાંતો છોજ. ગુણસુંદરીએ કહ્યું

અહીં ખડીઓ કલમ ને કાગળ કયાંથી લાવું કે કાગળ લખાય. અરે! હા કાગળ તો મારી ગીતાની પોથીમાં છે. ગુલાબ જો એક લીંબુ મળે તો એક સળી વડે પણ કાગળ તો લખાશે. વળી કોઇ જાણશે પણ નહિ કે કાગળ લખેલો છે. ને દેવતાપર ધરીને વાંચશે તો બધા અક્ષર વંચાશે. ગુલાબે અહીં તહીં શોધીને એક લીંબુ આણી આપ્યું. તેના રસમાં ગુણસુંદરીએ બે કાગળ લખીને સૂકાવી ગુલાબને આપ્યા. એમ કરતાં પો, ફાટયો.

રાત્રિનો સમય થવા આવ્યો એટલે દરિઆખાં આવ્યો. ગુલાબે ઉઠીને કુરનશ બજાવી અરજ કરી કે સાહેબ મારે એક અરજ કરવાની છે. આટલા દિવસથી મને આપે અહીં કેદ કરી રાખી છે. હું મોતીચંદશાહની હવેલીએ હતી ત્યારે હમેશાં મારે ઘેર જતી. અહીંથી તો મારાં બાઇજી મને ખસવા દેતાં નથી ને મારા ઘરનું મોં પણ હું જોવા પામતી નથી. મારે પણ છોકરાં છૈયાં છે. આટલા દિવસથી હું ઘેર ગઇ નથી તેથી તેઓ ચિંતા કરતાં હશે. તે દિવસે હું મારા બાઇજીને પીયેર મૂકવા માટે જતી હતી ત્યારે ત્યાં મૂકીને પાછી બાર તેર દિવસમાં આવવાની શરત કરી હતી. આજે બાર તેર દિવસ થવા આવ્યા તેથી મારાં છોકરાં છૈયાં વરસાદની પેઠે રહા જોતાં હશે. તેઓ બહુ ફિકર કરતાં હશે. આવતી કાલે પુનેમ છે. એટલે મારાં બાઈજી પણ કાલથી આપનાંજ છે. પણ મારાં બાઇજી મને જવાની ના પાડે છે, એમને એકલાં ગમતું નથી. પણ આપ કાલે નવરા હો તો એમની પાસે રહો, પછી શા માટે નહિ ગમે? કાલે એમની મુદત પણ પૂરી થઇ છે, વળી. તમારા બેની વાતમાં મારે વચમાં હાજર શા માટે રહેવું જોઇએ? કાલપ્રથમ દિવસની આપની મુલાકાતમાં મનેતો ,રજા આપો કે હું પણ ઘેર જઇને સુખી થાઉં. વળી કાલે મારે ઘેર બ-

ધાંને મળી આવીને એમની પાસે આવી જઇશ. કાંમાંધ માણુસ આંધળા હોય છે. તેની દૃષ્ટિ પોતાની વસ્તુ સિવાય બીજે કોઇ ઠેકાણે પડતી નથી. પોતાની પ્યારી ચીજ મળવાની વાત આવી કે, તે આગળ પાછળનો કોઈ વિચાર કરતો નથી. ગુલાબની વાત સાંભળી દરિઆખાં સમજ્યો કે એ રાંડ જશે તો પાપ જશે. એ વચમાં નકામી અડચણ કર્ત્તા છે. ટાઢે પાણીએ ખસ જાય છે માટે જવા દો. એમ વિચારી બોલ્યો. ગુલાબ તારે જવું હોય તો સવારમાં સુખેથી જજે. હું ચોકીવાળાને હુકમ આપી મૂકીશ, ગુણસુંદરી તો મૂર્ખ છે, એનામાં સમજણ નથી. એને અહીં શું દુઃખ છે. દાસીઓ ઘણીએ છે અને હજુ બીજી હિંદુ દાસી એ કહેશે એટલી રાખી આપીશ. અહીં શી કમી છે. તું નિશ્ચિંત રહેજે. તારી બાઇને કાંઇ હરકત પડવાની નથી. એમ કહી દરિઆખાં જરા આઘો ગયો એટલે તેને કાને અવાજ જાય તેવી રીતે ગુણસુંદરી ગુલાબને કહેવા લાગી. ગુલાબ તું જવાનું કરે છે ! શું તું મને એકલી મૂકીને જશે ? તારા વગર મને ગમે પણ કેમ અને મારો દિવસ પણ કેમ જાય ? તું જાય એટલે મારો બેલી પણ અહીં કોણ! આવા દુઃખમાં તું મને મૂકીને જતી રહેશે ? આજ સુધી સુખમાં ભાગીએણ થઇને હવે દુઃખના વખતમાં શું તું મને મૂકીને જશે ? શું તું એવી સ્વાર્થિ ને નિર્દય છે! આટલા દિવસ તને પાળી પોષી તે શું મને દુઃખમાં પડતી મૂકીને જવા માટે ? આવે વખતે તને જતુ રહેતું ઘટારત છે? નાના હું તને નહિ જવા દેવાની.

એમ બોલતાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. ગુલાબે કહ્યું બાઇ તમે ગભરાઓછો શા માટે? હું ઘેર જઇને પાછી તમારી પાસે આવી રજુ થઇશ. ગુણસુંદરી કહે પણ ત્યાં સુધી મારી પાસે કોણ? ત્યાંસુધી મને કેમ

ગમે? તે સાંભળી દરિઆખાં બોલ્યો, અરે! જીવજાન તું ના-
દાન કેમ થાય છે! હું તારી સેવામાંજ છું ને તું કહે તેટલી
ગુલાબ જેવી દાસીઓ તારી હજુરમાં રાખું. એમ બોલી
ગુલાબને કહ્યું તું સવારમાં જજે. હું ચોકીવાળાને કહી રા-
ખુંછું. પછી ચોકીવાળાને હુકમ આપી દરિઆખાં ચાલ્યો ગયો.

સવારનો પહોર થયો. ને કાગળને લુગડાંની પોટલી
લઈ ગુલાબ જવાને તૈયાર થઇ. જતી વખતે ગુણસુંદરીએ
કહ્યું, બેન ગુલાબ જોજે ભૂલતી નહિ. ઘેર જઈને ઘર કા-
મમાં તારી ગરીબ બાઇનું કામ રખડતું મૂકે નહિ. જો આજે
મારો છૂટકો ન થયો તો રાત્રે હું જીવવાની નથી. રાત્રે એ
પાપી આવ્યો કે જીભ કરડીને મરવું પડવાનું. પછી આ-
પણે મળવાનાં નથી. તને ફરીને મળવું એ તો પરમેશ્વરને
હાથછે. તું તારી કારગત ચાલે એટલું કરજે. પછીતો ન-
સીબમાં હશે તેમ થશે. જો બલબનખાં મને બચાવે તો
તો ઠીક છે. નહિતો મરવું તો નક્કી છેજ. પણ ત્યાં જવું
ભૂલતી નહિ ને પેલા કાગળ પાડે નહિ. માટે હવે તું જ-
લદી જા. પરમેશ્વર આપણને સહાય કરશે. તે હમેશાં સ-
ત્યનો બેલીછે. મેં શું પાપ કર્યુંછે કે તે આવે વખતે મારી
વહારે નહિ ચઢે. જો મારી ડાબી આંખ ફરકે છે. શુકન
પણ સારા થાય છે. ઇશ્વર ઇશ્વર. જે થાય તે ખરૂં. કર્મ
સંજોગે મારૂં તારૂં મળવું ન થાયતો મારે લીધે તારા જેવી
ભલી અને નિમકહલાલ બાઇને જે કાંઇ સોસવું પડયું છે,
તેને માટે હું તારી માફ માગી લઊંછું. મેં તને મારા સ્વા-
ર્થના સંબંધ કદાપિ કોઇ પ્રકારનો હુંકારો કર્યો હોયતો તેને
માટે તું મને ક્ષમા કરેશજ. ગુલાબે કહ્યું બાઈજી ધીરજ
રાખો. હિંમત હશે તો સૌ સારૂં થશે. કરતા હરતાતો પર-
મેશ્વર છે, પણ મને ખાતરીછે કે હું આજે આપનો છૂટકો
કરાવીશ. હું જે માટે જાઊંછું તેજ કામ ભૂલીશ? કાગળને

તો મારા જીવની પેઠે સાચવીને મૂકયાછે ને સાચવીશ. એના ઉપરતો સઘળો આધારછે. હવે રજાછે? હું જાઊંછું. બાઇજી હિંમત રાખજો, ગભરાશો નહિ. હિંમત હશેતો ઇશ્વર સૌ સારાં વાનાં કરશે. ગુણસુંદરી કહે જા સુખેથી. પણ હું ભદ્રકાળીની પુજા કરવા જાઊં, ત્યાં સુધીમાં મારો છૂટકો નહિ થાયતો ત્યાંને ત્યાં મારો જીવ કહાડીશ. રાત્રિ પડતા સુધી છૂટકાની આશા રાખીશ. ગુલાબ નમીને ચાલતી થઈ ને દરિઆખાંની ગોઠવણુથી તે ચોકી પહોરામાંથી પસાર થઈ ગઇ. ત્યાંથી તે થોડીવારમાં પોતાને ઘેર આવી ઉભી.

ઘેર આવી પણ ત્યાં તેને નિરાંતે બેસવું કેમ ગમે ? તેના મનમાં ગુણસુંદરીનીજ જંખના થતી હતી. તેને એકલી મૂકીને આવીછું, તેની કેવી અવસ્થા હશે! દરિઆખાં તેને એકલી દેખીને કદાચ જુલમ કરશે તો? બલબનખાં કોણ જાણે મદદ કરશે કે નહિ? તે ઝવેરચંદનો મિત્ર છે તેથી ગુણસુંદરી જેવી અબળાની વહારે ચઢશે તો ખરો. પણ કોણ જાણે? કદાચ તે દરિઆખાંનો મિત્ર હશે તો !! પણ ના, એવો ભલો માણસ એવા પાપીનો મિત્ર કેમ હોય ? પણ તેનાથી ડરીને મદદ કરવા આવવાને બીએ તો કોણ જાણે? માટે ચાલ જલદી જઇને તેને કાગળ આપી સઘળી વાતથી વાકેફ તો કરૂં. પછી ના કહે તો હું તો તેની પાસે જાઊં કે કોઇ નહિ તો મારાથી થાય તેટલી મદદ તો તેને છેલ્લી ઘડીએ કરૂં ? કાંઈ નહિ તો એક કટારીજ છૂપી લઇ જાઊં કે એને પોતાનો પ્રાણ કહાડતાં વાર ન લાગે ! વળી મારા ગયાથી તેને હિંમત પણ આવશે. માટે ચાલ હું જલદી જલદી બલબનખાંને મળી આવી પાછી તેની પાસે જઇ ધીરજ આપું. એમ વિચારી પોતાનાં છૈયાં છોકરાંને મળીને લાગલી તે કાગળ લઇ બલબનખાંને ઘેર ગઇ તે વખતે તે પોતાની દેવડીએ કેટલાક જુવાન પહાણો સાથે ત-

ડાકા મારતો બેઠો હતો. ગુલાબે તેને દીઠો પણ બધા માણુસો વચ્ચે શી રીતે વાત કરવી તે તેને સૂઝ્યું નહિ, તેથી તે બેગમ પાસે ચાલી ગઇ. ગુલાબ ઝવેરચંદશાહની વહુની દાસીછે એમ તે જાણતો હતો; તેથી તેને કોઇએ અટકાવી નહિ. બેગમ પણ એને ઓળખતી હતી. બેગમે ગુલાબને એની બાઈજીની ખબર અંતર પૂછતાં, તેણે કહ્યું કે હું તેજ માટે બલબનખાંને વાત કરવા આવીછું. તેથી બેગમે એક છોકરીને મોકલી તેને ઉપર બોલાવ્યો. તે આવ્યો એટલે ગુલાબે તેના હાથમાં કાગળ આપી સઘળી હકીકત કહી. પછી બળબનખાંએ કાગળ તરફ જોઇને કહ્યું કે આમાં તો કંઇજ નથી. આતો કોરો કાગળછે. ગુલાબે કહ્યું કે સાહેબ એ કાગળ સંકટમાં લખેલો છે, આપ એને અગ્નિપર ધરીને વાંચો એટલે વંચાશે. તેણે તેમ કર્યું એટલે કાગળમાં અક્ષર ઉપસી આવ્યા તેથી તે વાંચવા મંડયો.

મુરબ્બી બલબનખાં ભાઈ.

તમે મારા પતિ ઝવેરચંદ મોતીચંદના પ્રતાપિ મિત્ર છો. એવું હું તેમના કહેવાથી જાણુંછું, અને તેથીજ તેમની ગેરહાજરીમાં આ પત્ર લખવાની છૂટ લેઉંછું. તેમાં તમને જે તસ્દી આપુંછું તે માટે હું તમારી માફી માગુંછું.

મારા દુર્ભાગ્યે મારા પતિનો જાત્રે જવાનો વિચાર થયો. એ જાત્રે પધાર્યા ત્યારથી મારા ઉપર અનેક આપત્તિઓ આવી પડીછે. હવેતો માત્ર દુઃખનાં ઝાડ ઉગવાં બાકી છે. મહારા કર્મની કહાણીનું જો હું વિસ્તારથી વર્ણન કરૂંતો ઘણી જગા અને ઘણો વખત જોઇએ. પરંતુ તેમ કરવાનો આ સમય નથી. તેથી જરૂર જેટલી હકીકત લખુંછું અને બાકીની આ કાગળ લાવનાર મારી વિશ્વાસુ દાસી નિવેદન કરશે.

આ શહેરનો હાકેમ દરિઆખાં ઘણોજ દુરાચારી અને પાપી છે, તે તમારા જાણવા બહાર નહિ હોય. એ પાપી ઘણા લોભી અને નીચ સાગ્રિતો મારફત પોતાની દુષ્ટ મતલબ સાધવાને અનેક પ્રકારના પ્રયત્ન કરેછે, અને કેટલીક અનાથ અને ભલી અબળાઓને પોતાની પાપી જાળમાં ફસાવેછે. તે પ્રમાણે એ ક્રૂર દૈત્યે અગમ્ય પ્રપંચો કરી મને એના પંજામાં પકડી છે. મારા પ્રિયપતિ જાવે પધાર્યા ત્યારથી હું મારા દિવસ ઈશ્વર ભક્તિમાં નિર્ગમન કરતી હતી, એવામાં એ દુષ્ટે મારી ચંપા નામની અણસમજુ લોભી દાસીને કાંઇક લાલચ આપી ફોડી અને મને પાપની જાળમાં ફસાવવાની યુક્તિ કરી. ચંડાળ ચંપાએ લોભથી નિમકહરામ બની દુષ્ટ દરિઆખાંની અધમ યોજના પ્રમાણે મારા સસરાજી ક્રોધે ભરાય અને હું તેમના ક્રોધનો ભક્ષ થઇ પડું તેવી છૂપી ગરબડ કરી, તથા તેની હું ચેતું નહિ તેવી રીતે, મારાં સાસુ સસરાજીને એકાએક જાણ કરી તેમને ક્રોધાંધ બનાવી દીધાં. કુપાત્ર દાસીના કહેવા ઉપર મારાં ભોળાં વડીલોએ દીર્ઘ દૃષ્ટિથી કાંઈ પણ વિચાર કર્યો નહિ અને મને એક સિપાઇ, દાસી તથા ગાડીવાન સાથે મારે પીયર આગ્રે જવા વિદાય કરવામાં આવી. આ આકસ્મિક બનાવથી હું ઘણી ભયભીત બની ગઇ. તેમના આ ત્રાસદાયક ક્રોધનું કારણ જાણવા મેં તેમના ઘણા કાલાવાલા કર્યા છતાં તેમણે મારો એક બોલ સરખો પણ લક્ષમાં લીધો નહિ, તેથી આખરે લાચારીથી મારે તેમની ઇચ્છાને શરણ થવું પડયું. પણ તેમના એ અવિચારી ક્રોધનું પરિણામ એ થયું કે રાજમદથી છાકી ગએલા નિરંકુશ દરિઆખાંની અધમ ધારણા પાર પાડવાનો એ દુષ્ટને લાગ મળ્યો અને હું અનાથ અબળા હાલની દયામણી સ્થિતિમાં આવી પડી.

મને તથા મારાં માણુસોને આગ્રાના રસ્તામાં નિરાધાર જોઇ પ્રથમથી કરી મૂકેલા સંકેત પ્રમાણે ખૂની દરિઆખાંએ મારા સિપાઇ તથા ગાડીવાનને ઠેર કર્યા. આ ભયંકર બનાવ જોઇ હું તથા મારી દાસી તો ગાડીમાંજ મુર્છાગત થઈ પડયાં. નિર્દય દરિઆખાં અમને તેવી ને તેવીજ સ્થિતિમાં બંધીવાન તરીકે પોતાના મકાનપર લેઇ ગયો. અહીં અમને ઘરના એવા ભાગમાં પુર્યા કે અમારી કોઇ દાદ કે ફરીઆદ સાંભળી શકેજ નહિ. કેદીઓ પાછળ જેમ ચોકી પહેરો રાખેછે તેમ અમારી પાછળ પણ આરબોની ચોકી મૂકી છે અને એ ચોકીમાં અમે પંદર દિવસથી કેદ છીએ. હું એક ગરીબ વાણીઆની દીકરી અને આબરૂદાર ધનાઢય વાણીઆની પતિવૃતા સ્રીછું, તે એક ઘાતકી સિંહના પંજામાં બકરીની માફક ફસાઈ પડીછું. એ ચંડાળના હાથમાંથી હવે મારો મુવા સિવાય છૂટકો જણાતો નથી.

મારા પતિને બીજા ઘણા મિત્રો હશે, પરંતુ તેમનું નામ સરખું પણ મેં સાંભળ્યું નથી. વળી આ પ્રસંગ શૂરવીર પુરૂષની તાતી તરવાર સિવાય સચવાય તેમ સંભવતું પણ નથી. એટલે તેમનું નામ જાણુતી હોઊં તોપણ તેમને લખવાથી મારો છૂટકારો થાય નહિ. દરિઆખાં જેવા ઘાતકી, નિર્લજ, રાક્ષસ મુખા, પણ સત્તાવાળા સામે આપ જેવા વીર ને દયાળુ પુરૂષ વગર બીજુ કોઇ રક્ષણ કરી શકે તેમ નથી. આપની હીમત, બહાદુરીને દયા વિશે મેં ઘણીવાર મારા પતિને મોંઢેથી સાંભળ્યું છે તથા મારી દાસી ગુલાબે કહેલું છે, તે ઉપરથી હું માત્ર આપના ઉપર ને પરમેશ્વર ઉપર મારા છૂટકારાનો ભરોંસો રાખી બેઠીછું. મને ખાતરીછે કે આપ જેવા દયાળુ વીરપુરૂષને મારી દયા આવશે, તથા આપની તરવાર મારૂં રક્ષણ કરશે. અને તેથીજ હું મારૂં માથું તમારે ખોળે મૂકુંછું. હવે તો મને ઉગારો તો-

એ તમે, ને મરવાદ્યો તોપણ તમે. મને મરવાનો બો બીલ-
કુલ નથી. દેહધારીને મરવું તો છેજ. પણ મને દીલગીરી
એટલીજ થાય છે કે પાપની જાળમાં ફસાયા પછી પણ
આત્મહત્યા કરવામાં મોટું પાપછે. માટે સતિ સ્ત્રીએ કોઇ પ-
ણ ઉપાય ન ચાલે ને પતિવૃત્ત ભંગ થતું હોય તોજ આત્મ-
હત્યા કરવી. તે પ્રમાણે મારો ધાર્મિક અપરાધ ન થાય તે-
થીજ હું આપને આ જોખમનું કામ ભાળવુંછું.

કોઇ પણ પ્રકારે હું આપના તરફથી મદદ આવતા
સુધી પાપી દરિઆખાંને ફાવવા દેવાની નથી. પૂર્વે સતિઓ-
એ આપત્તિકાળે પોતાના વૃત્તનાં કેમ રક્ષણ કરેલાં છે તે
મારા જાણવામાંછે અને તેજ માત્ર હાલ તો મારૂં ધૈર્ય છે.

મારી દાસી ગુલાબના કહેવાથી તમારા જાણવામાં
આવશે કે જે દિવસથી હું ફસાઇછું તે દિવસથી મેં પરપુ-
રૂષ સાથે અબોલાવૃત્ત લીધું છે, અને તેની મુદત આજે
સાંજે પૂરી થાયછે. આજે હું શહેર બહાર આથમણી દિ-
શાએ એક ગાઉ ઉપર ભદ્રકાળી માતાનું દેરૂં છે ત્યાં સાંજની
વેળાએ દેવી પૂજન કરવા જવાનીછું. તે વખતે પાપી દ-
રિઆખાં મારી આસપાસ ચોકી પહેરો રાખશે એટલુંજ
નહિ, પણ વખતે તે પોતે પણ મારી પાછળ આવશે. મા-
તાનું પૂજન કરતાં મને બેએક ઘડી રાત્રિ જશે. તેટલા
વખત સુધી હું તમારી રાહ જોઇશ. માટે બહાદુર બલબ-
નખાંનજી તમે મારૂં અનાથ અબળાનું રક્ષણ કરવાને વા'રે
જલદીથી ચઢજો. પણ જો ત્યાંસુધીમાં મારો છૂટકારો ન-
હિજ થાય તો હું સમજીશ કે હવે મારો છૂટકારો મારે
હાથેજ કરવાનો છે.

દરિઆખાં જેવા કીનાખોરને સત્તાવાળા હાકેમની સા-
થે વેર નજ બાંધવું એવો જો તમારો વિચાર થાય—મારી
વા'રે ચઢવાની તમારી હિમત નજ ચાલે, તો આખરે મારે

આત્મઘાત કર્યા વગર છૂટકો તો નથીજ. પણ તેમ કરવાથી જે દુષ્ટે મને ફસાવી છે તેનાજ કબજામાં હું મરીશ તેથી મારાં સાસુ સસરાજીનો વહેમ નક્કી થશે, એટલુંજ નહિ પરંતુ મારા સ્વામિના મનમાં પણ હું દોષિત ઠરીશ. મારા મનમાં એ બહુ લાગેછે. અને તેથી હું આપને મારૂં એક કામ કરવા તસ્દી આપુંછું તે મેહેરબાની કરીને લેજો. તે એકે આ સાથે મેં મારા પ્રિયપતિના નામનું પત્ર મોકલ્યુંછે તે, તે જાવેથી પાછા પધારે ત્યાં સુધી આપની પાસે સલામત રાખી મૂકજો અને જ્યારે તે આવે ત્યારે મારા પ્રેમ પૂર્વક પ્રણામ સહિત તેમને આપજો. તેમજ તેમને જણાવજો કે મેં તેમના કુળને કોઇ પણ રીતે કલંક લાગે એવું કોઇ પણ કૃત્ય કર્યું નથી. એમના નામને અને મારા સતિપણાના સદ્‌ગુણને બટ્ટો ન લાગે તથા મદાંધ દરિઆખાંને સમજાય કે સતિ સ્ત્રીઓ ધન લોભથી, રાજસુખથી કે રૂપરંગથી કોઇવાર ફસાતી નથી. એટલુંજ નહિ પણ જો કોઇવાર કોઇ પાપીના પંજામાં ફસાઇ પડે છે તો તેઓ મરવાના કાંઇ પણ ડર વગર પવનની પેઠે ઉડી જઇ તે દુષ્ટોને હાથ ઘસતા ને નિશાસા નાંખતા કરી દેછે, પતિવૃતા સ્ત્રીઓ બળાત્કારનો ભોગ થઇ પડતી નથી, તો તે મોજ શોખ કે ધન રાજને વશ તો થાયજ શાની ? અને તેજ માટે એ, એનું પતિવૃત્ત સાચવવાને તમારૂં ને આ જગત નિયંતા પરમેશ્વરનું સ્મરણ કરતી આપઘાત કરી મરણ પામીછે. આટલું કહેશો તોપણ હું જગદીશ્વર પાસે આપનો ઉપકાર માનીશ.

લી૦ તમારા મિત્ર ઝવેરચંદની સ્ત્રી ગુણસુંદરીનું
પગેલાગણું વાંચજો.

કાગળ વાંચતાં વાંચતાં બલબનખાંની આંખો ભરાઇ

આવી. તેનાં રૂવે રૂવાં ઉભાં થયાં. જેમ જેમ કાગળ વાંચતો ગયો તેમ તેમ તેને દરિઆખાં ઉપર રીસ ચઢતી ગઇ. મૂળથીજ તે, એ દુષ્ટને ઓળખતો હતો. મૂળથીજ તેનો એને ધિક્કાર હતો. તેમાં આ પોતાના મિત્રની સ્ત્રીને ફસાવેલી જોઈ વધારો થયો. તેના મનમાં આવ્યું કે આજ વખતે જઈને એનું માથું કાપી નાંખું. એ પાપીને હવે આ દુનિઆમાં વધારે વખત દુષ્ટ કૃત્યો કરવાને જીવવા દેવો ઘટારત નથી. પાદશાહની ભલાઈ, બેદરકારી તથા વિશ્વાસને લીધે હવે એ ફાટી ગયો. હવે એનાં પાપ કર્મોનો ઘડો સંપૂર્ણ ભરાઇ રહ્યો છે, એટલે તે ફૂટવોજ જોઈએ. અને તે પણ મારેજ હાથે. મારા વગર એનું નામ દેઈ શકે એવો બીજો કોણ છે? બધા સરદારો સ્વાર્થિ ને લોભી થઈ ગયા છે—એ જેમ દોરે તેમ દોરાતા થઈ ગયા છે. એનાં દુષ્ટ કૃત્યો અખાડા કરી ચલાવે છે. પણ મારાથી તે હવે સંખાશે નહિ. મારા જે મિત્રે પરદેશ જતી વખતે પોતાના ઘરની સંભાળ રાખવાનું કામ મને સોંપેલું છે, તેજ મિત્રનું ઘર એ લૂટીને લાવ્યો ને તે હું શું જોઈ રહું ? શું તે મારા છતાં મારા મિત્રની સ્ત્રીની આબરૂ લેશે ? ના, તેમ કદી બનવા દેવાય નહિ. અત્યાર સુધી એ વાત મારા જાણવામાં આવી નહોતી એટલે લાચાર હતો, પણ હવે જાણ્યા છતાં જો હું તેની વહારે ન જાઉં તો બીજું કોણ જાય ! જેને મારા જેવો મિત્ર છતાં તેની સ્ત્રીને આપઘાત કરી મરવા કેમ દેવાય ? તે બાપડી મારા પર આધાર રાખીને બેઠી છે ને જો હું નિરાશ કરૂં તો તે આત્મઘાત કરે તેનું પાપ પણ મને બેસે. વળી આવી અડીની વખતે મિત્રની ગેરહાજરીમાં મિત્રને કામ ન આવીએ ત્યારે એ મિત્રાઈ પણ શા કામની ? બળી એ મિત્રાઈ. માટે આજેજ એનો છૂટકારો કરવો જોઈએ. દુઃખની વખતે મિત્રને મદદ

કરીએ તેજ મિત્રતા હક છે અને એજ ખરા મિત્રનું ભૂષણ છે.

સંપતમાં સાથે રહે, તજી દે દુઃખમાં ટેક;
એવા મિત્રો અવનીમાં, આવી મળે અનેક.
પણ આફતમાં અડિ રહે, તજે ન દુઃખમાં ટેક;
એવા મિત્રો અવનીમાં, લાખ કરોડે એક.
સ્વારથસેં સંગે રહે, આફતસેં રહે દૂર;
એસેં નીચ હરામકે, મુખપં ડારો ધૂર.

ગુણસુંદરીનો કાગળ વાંચતી વખતે બલબનખાંની બેગમ પણ હાજર હતી. એ બેગમ ખાનદાન કૂળની તથા ઘણાજ ઉદાર અને કોમળ મનની હતી. ગુણસુંદરીની હકીકત સાંભળી તેની આંખમાંથી દડ દડ આંસું પડયાં. તે બોલી કે વહાલા પતિ બિચારી ગુણસુંદરી ઘણા સંકટમાં આવી પડી જણાય છે, માટે આજે ગમે તેમ કરીને પણ એ બાપડીને એ પાપીના પંજામાંથી છોડાવી લાવો તો બહુ સારૂં. બલબનખાંએ કહ્યું કે મારો પણ એજ વિચાર છે. પણ એ વિક્રાળ કાળના મોંમાંથી છોડાવવી એ કાંઈ સહેલું કામ નથી. ( થોડો વિચાર કરીને ) આજે એ માતાનું પુજન કરવા જશે તેજ જગાએ એનો છૂટકારો કરાવવો જોઇએ. નહિ તો કદાપિ એ બાઈ નિરાશ થઈને ત્યાં દેરામાં માતાનેજ ભોગ આપે તો પછી મારી મદદ શા કામમાં આવે? અવસર ચૂક્યા મેહુલા—પછી મારૂં જવું પણ શા કામનું ! માટે એ પવિત્ર બાઈને એ પાપીના ઘરમાં ફરીને જવાનો વખત આવવા ન દેવો એ નક્કીજ. એમ બોલી ગુલાબને કહ્યું બાઈ ગુલાબ તું નિરાંતે જા, ને તારી બાઈને કહે કે હિમતથી રહેજે ને તારો છૂટકો ગમે તેમ કરીને પણ આજને આજ તું મંદિરમાં પુજન કરતી હોઇશ ત્યાંસુધીમાંજ કરીશ, માટે ગભરાઇશ નહિ.

ગુલાબ એ સાંભળી બહુ ખુશી થઈ. તે બલબન-

ખાંનાં ઓવારણું લેઈને તેનો આભાર માનવા લાગી. વાહ વાહ ધન્ય છે સાહેબ, એ ગરીબ બાપડીને માત્ર આપનોજ આધાર હતો. એ અબળાના બેલી આપ થાઓછો તેથી પરમેશ્વર આપનું કલ્યાણ કરશે. બીજું તો શું કહું. ? બલબનખાં કહે એમ તારે મારો ઉપકાર માનવાનો નથી. પરમેશ્વરનો માન કે તારી બાઈને આ કાગળ લખવાની અને તને મારી પાસે મોકલવાની સુજ પડી. નહિ તો મને ક્યાં માલમ પડવાનું હતું ? ઝવેરચંદશાહના ગયા પછી મારે આવવા જવાનું ઝાઝું થતું નથી, એટલે હું એ વાતથી બીલકુલ અજાણ્યો હતો. તેથી એ નિર્દોષ અબળા આપઘાત કરીને મરત, તો પણ મને શી રીતે માલમ પડત. અહો ઈશ્વર! તારી ગતિ ન્યારી છે. મારી મિત્રાઈ હક કરવાનો તેં મને સારો લાગ આપ્યો છે. જો હું અજાણ્યો રહ્યો હોત ને ઝવેરચંદ આવીને મને પુછત ત્યારે હું તેને શો જવાબ આપત. પરમેશ્વર જે કરે છે તે સારાનેજ માટે કરે છે. તેણે મારી દોસ્તીની પરીક્ષા કરવાનો આ વખત આણ્યો છે. હવે તે જોશે કે તે, હું આજે કેવો બજાવું છું. તારી બાઈને જઇને કહેજે કે આ ઝવેરચંદશાહને આપવા માટે મોકલેલો કાગળ મારે હાથે આપવાનો વખતજ નહિ આવે, તારે જાતે કહેવાનો વખત આવશે, એ નક્કીજ સમજજે. માટે ગભરાઈશ નહિ અને હવે તું જા. ને તેને ધીરજ આપ. ગુલાબ ત્યાંથી રજા લેઈ ચાલી ગઈ.

જનની જણતો હરિભગત, કાં દાતા કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, મત્ત ગુમાવિશ નૂર.

આણી તરફ ગુલાબના ગયા પછી ગુણસુંદરી એકલી પડી એટલે તે ઈશ્વરસ્તુતિ કરવા લાગી.

## રાગ રામગ્રી.

ગુણસુંદરી ગભરાઈને, હરિના ગુણ ગાય;
વા'રે ચઢી મારી વેગથી. શ્રીજી કરજો સહાય. ગુણ૦ ૧.
આવી પડીછું અચાનકે, પાપી પંજાની માંય;
આ દુઃખથી છૂટવા તણો. એકે જડે ન ઉપાય. ગુણ૦ ૨.
દુષ્ટતાનો દરિઓ ભર્યો, પાપી કાળ કરાળ;
ત્યાં અબળા બળ કેટલું, વા'રે ચઢજો દયાળ. ગુણ૦ ૩.
નિરાધાર આધાર છો, બેલી અબળાના આપ;
પુત્રિને દુઃખમાં પેખિને, છોડાવો મુજ બાપ. ગુણ૦ ૪.
હાથીને ગ્રા'થી છોડાવવા, સદ્ય કીધી સહાય;
ત્યમ અબળા દુઃખમાં દુખી, તારો ત્રીકમરાય. ગુણ૦ ૫.
સતિ દ્રુપતિની વા'રે ચઢી, પ્રભુ તેં રાખી લાજ;
તેમ તું રાખજે માહરી, અહીં છું હું લાઈલાજ. ગુણ૦ ૬.
સતિ સીતાનું સત સાચવ્યું, મારૂં સાચવો એમ;
દુઃખમાં ઘેરાએલી દેખીને, હ્રદયે લાવી રે'મ. ગુણ૦ ૭.
સતિઓનાં સત તમે સાચવ્યાં, કાપ્યાં કષ્ટિનાં કષ્ટ;
દુઃખીના દુઃખ સમે તમે, આવો વહારે અદ્દષ્ટ. ગુણ૦ ૮.
વાંક વિના પતિ તજી ગયા, મૂકી જળ વિન મીન;
ત્યારથી ધ્યાન તારૂં ધરી, કહાડું દોહિલા દિન. ગુણ૦ ૯.
સસરા રૂઠયા મારા ઉપરે, સાસુ નણદીએ એમ;
કો ન શરણ્ય હવે રહ્યું, તજે તું પણ કેમ ? ગુણ૦ ૧૦.
પાપી એ પાપથી નવ બીએ, ઘેરી આ ઘરમાંય;
અબળા પડીછું હું એકલી, વા'રે ચ'ડ જગરાય. ગુણ૦ ૧૧.
શાને પ્રભુ ખુબ સૂરતી, આપી મુજને અપાર;
શક્તિ વિના એ શા કામની, કોણ રક્ષણહાર. ગુણ૦ ૧૨.
પ્રભુ તેં દીધી ને તું રક્ષજે, મારી શક્તિ ન કાંય;
આજ સુધી સત સાચવ્યું હવે નથી કો ઉપાય. ગુણ૦ ૧૩.
બલબનખાંને તું પ્રેરજે, આપી શક્તિ અધિક;

વહારે ચઢી આવે વેગથી, ટાળે મુજ દુઃખ બીક. ગુણ૦ ૧૪.
કાં તો તું પ્રેર આ પાપીને, તજે જેથી કુદૃષ્ટ;
કાં તો તું કાળને પ્રેરીને, કાપ માહરૂં કષ્ટ. ગુણ૦ ૧૫.
અગ્નિ પ્રજાળો આ ભૂવનને, કાં તોડી પાડો આભ;
કોઈ રીતે સત સાચવો, તો પ્રભુ તારો પાડ. ગુણ૦ ૧૬.
હમણાં એ દુષ્ટ તો આવશે, કરશે જૂલમ છેક;
ત્યારે ઉગરવાનો અહીં થકી, નથી મારગ એક. ગુણ૦ ૧૭.
સહાય પ્રભુ જો ન કરીશ તો, સાચવવા મુજ સત્ય;
આત્મહત્યા કરી મરીશ હું, પ્રભુ રાખજે મત્ય. ગુણ૦ ૧૮.
એમ કહી ધરણી ઢળી, લાગી પ્રભુજીને પાય;
માગી ક્ષમા કહે માનની, મારી કરજે સહાય. ગુણ૦ ૧૯.

એમ છેલ્લું ચરણ બોલી ગુણસુંદરી જમીન ઉપર પડી પરમેશ્વરની પ્રાર્થના કરે છે, એટલામાં દરિઆખાં ત્યાં આવી પહોંચ્યો. ગુણસુંદરીને ગભરાયલી ને જમીન ઉપર પડેલી જોઈ તે બોલ્યો, ગુણસુંદરી આજે તારા વૃત્તની મુદત પુરી થઇ. હવે તું મારી સાથે પ્રેમથી બોલ ને તારો શોક છોડી દે. આજ સુધી તેં જે જે કહ્યું તે મેં કબુલ રાખ્યું છે, તે માત્ર તારા પ્રેમની ખાતર. આજ સુધી મેં જે જે કૃત્યો કર્યાં છે ને કરાવ્યાં છે, તે માત્ર તારા પ્રેમની ખાતર. હું માત્ર પ્રેમાંધછું. પ્રેમાંધ છતાં તારૂં વૃત્ત પાળવા સારૂ તારા વૃતના આ છેલ્લા દિવસો મેં ખરેખરા દુઃખમાં કહાડ્યા છે. હવે તારા વૃત્તનો પણ છેડો આવ્યો. તારી ધારેલી ઈચ્છા તૃપ્ત થઇ. હવે તારે મારી જણાવેલી ઉદારતાનો બદલો તારા ખુલ્લા પ્રેમથી વાળવો જોઇએ. મને ખાતરી છે કે તારા જેવી સમજુ સ્ત્રી મારી ઉદારતાનો બદલો ઉદારતાથી વાળી પ્રેમને સાટે પ્રેમ આપશે.

દરિઆખાંનો અવાજ સાંભળી ગુણસુંદરી વધારે ગ-

ભરાઇ, ને નીચું જોઇ હાથ જોડી આંખો બંધ કરી પરમેશ્વરનું ધ્યાન ધરવા લાગી. આ પાપીતો આવ્યો, આ વખતે મારૂં બેલી અહીં કોઇ નથી. મારી ગુલાબ પણ નથી કે તેનાથી થાય તેટલી તે સહાય કરે. અહીં એ મારા ઉપર જૂલમ કરશે તો હું શું કરીશ ? મારૂં અબળાનું શું ગજુ છે? અરે! એના અપવિત્ર હાથ મને લાગશે તો? હરિ હરિ મેં શાં પાપ કરેલાં કે આ પાપીને હાથ હું ફસાઇછું? એ દુષ્ટ કામાંધને દયા શી? એવા અધર્મિને ધર્મ શો? ઓ દીન દયાળ! તને આ તારી દીન પુત્રિની પણ દયા નથી આવતી! ઓ ધરતીમા! તું. મને માગ આપ કે હું તારા પેટમાં સમાઇ જાઉં. ઓ પ્રભુ! હું હવે કયાં જાઉં અને શું કરૂં ? મને દુઃખે ઘેરાયલી આંધળીને કાંઇપણ સુજ પડતી નથી. ઓ ગુલાબ! તું હજુ કેમ ના આવી? તને આટલી બધી વાર કેમ લાગી ? એમ બોલી તે થર થર ધ્રુજવા લાગી ને અચેત પડી રહી.

એટલામાં ગુલાબ આવી પહોંચી, તો તેણે ગુણસુંદરીને અચેત પડેલી દીઠી. દરિઆખાંને ઉભેલો જોઇ તે બોલી સાહેબ. આ શું! તેણે કહ્યું મને કાંઇ માલમ નથી. આજે વૃત્તનો છેલ્લો દિવસ છે. તારી માગેલી મુદત પુરી થઇ છે, તેથી હું ગુણસુંદરીને મળવા આવ્યો છું. હું આવ્યો ત્યારે એ જમીનપર આંખ મીચી પડેલી હતી, ને તેવીજ સ્થિતિમાં હમણાં પણ પડેલી છે. મેં કેટલુંક કહ્યું પણ મારા બોલવાનો જવાબ સરખો પણ આપ્યો નથી. એનું શું કારણ છે તે સમજાતું નથી. હું હમણાંજ એને ઉઠાડવા જતો હતો, ને બેઠી કરી પુછવાનું કરતો હતો, એટલામાંજ તું આવી. ગુલાબ બોલી સાહેબ. આજે એનું વૃત્ત પુરૂં થયું છે, પણ અમારા હિંદુ લોકનો એવો રિવાજ છે કે જે વૃત્ત લીધું હોય તે ઉઝવવું જોઇએ, તે વગર તે

પુરૂં થયું કહેવાય નહિ. સારૂં થયું કે હું આવી ચઢી, નહિતો તમે ગુણસુંદરીને બોલાવવા જાત ને એ બોલત નહિ, એટલે તમે બળાત્કારે બોલાવવા પ્રયત્ન કરત તો કાંતો એનું સઘળું વૃત્ત મિથ્યા થાત, ને આજે ત્રણ વરસની એની મહેનત ધુળ મળત કે એ આપઘાત કરીને મરી જાત, ને તમે હાથ ઘસતા રહેત. માટે જે થયું તે સારૂં થયું. આજે અમારા રિવાજ પ્રમાણે શહેર બહાર સાંજના પહોરના વૃત્ત ઉઝવવા માટે ભદ્રકાળી માતાનું પુજન કરવા જવું પડશે તે સારૂં તૈયારી કરવી જોઈએ. માતાનું પુજન કરવાને સઘળો સામાન અમારે તૈયાર કરવો જોઇશે. તે મગાવી સઘળું તૈયાર થશે એટલે હું આપને ખબર કહાવીશ. અમારે માટે રથ અને સાથે આવનાર માણસોને તૈયાર થવા આપ હુકમ આપજો. પુજા કરી ઘેર આવી એટલે પછી ગુણસુંદરી પોતાના વૃત્તથી છૂટી. પછી એને કોઈ જાતનું બંધન નહિ રહે. આ સાંભળી દરિઆખાં ગયો ને ગાડીવાનને રથ તૈયાર કરવાનો અને દસ સ્વારોને તૈયાર થવાનો હુકમ આપતો ગયો.

દરિઆખાંના ગયા પછી ગુલાબે ગુણસુંદરીને બોલાવી, ત્યારે તેણે આંખ ઊંચી કરીને આતુરતાથી સઘળી હકીકત પુછી લીધી. ગુલાબે ધીરજ આપી સઘળી વાતથી વાકેફ કરી એટલે તેને હીમત આવી ને માતાજીની પુજા માટે જવાની સામગ્રી જલદીથી કરવા માંડી. સઘળી તૈયારી થઇ રહી એટલે ગુલાબે એક દાસી સાથે દરિઆખાંને ખબર કહાવી. તે વખતે ગાડી ને સવારો તૈયાર હતા. દરિઆખાં પંડે પણ સાથે જવાને તૈયાર થયો. તેને ગુણસુંદરીને પોતાના વગર સવારો સાથે માતાનું પુજન કરવાને જવા દેવામાં જોખમ જણાયું, અને તેથી તે પણ સાથે ચાલ્યો. રથના પડદા નાંખેલા હતા, તેથી અંદર કોણ છે તે

પણ જણાતું નહોતું. દરિઆખાં પંડે થોડેક છેટે ચાલતો હતો કે કોઈના મનમાં વહેમ ન આવે. માતાનું દેરૂં શહેર બ-હાર એક ગાઉ દૂર હતું. એટલે દૂર લોકોનો અવર જવર થોડો હતો તેથી ગુણસુંદરી રથમાંથી ઉતરી ગુલાબની સાથે ધુપ નૈવેદ્ય લેઇ માતાજીના દેરામાં પેઠી.

આણી તરફ ગુલાબના ગયા પછી બલબનખાંએ પો-તાના પચાસ સવારોને બોલાવી હુકમ કર્યો કે ભાઇઓ! આજે આપણે એક અનાથ અબળાની વહારે ચઢવાનું છે. એક નિર્દોષ ને પતિવૃત્તા સ્ત્રીનું શિયળ ભંગ કરવાને અને પો-ની દુષ્ટ મુરાદ હાંસલ કરવાને એક મહાપાપી માણસે તેને જોરાવરીથી પકડી આણી છે, તેના હાથમાંથી છોડાવ-વા આપણે જવાનું છે. એ દુષ્ટે એ સાધવી સ્ત્રી ઉપર તેનો ધણી પરદેશ ગએલો જાણી, એના ભોળા અને ભલા સસરાને પ્રપંચ કરી ગુસ્સે કર્યો ને એને પીયર કઢાવીને ર-સ્તામાંથી એનાં માણસોને મારી નાંખી, એ નિરાધાર સ્ત્રીને પોતાને ઘેર પકડી આણી છે. હવે એ બાપડી ઉપર બળા-ત્કાર કરવા ધારે છે. ત્યાં બહાદુર સિપાહો! એની વહારે જનાર આપણા વગર બીજું કોઇ નથી. જો આપણે નહિ જઇએ તો તે આપઘાત કરીને મરી જશે. તમારાજ શ-હેરમાં તમારી નજર આગળ આવું દુષ્ટ કર્મ કરવાની એ પાપીએ હિંમત ધરી છે એટલુંજ નહિ. પણ તે તમારા સ-રદારના મિત્ર ઝવેરચંદની સ્ત્રી ઉપર એણે આવો જૂલમ ગુજાર્યો છે. એ જૂલમ ગુજારનાર તે દરિઆખાં છે. દરિ-આખાં વગર તમારા સરદારની આબરૂ લેવાને બીજો કોણ ઉભો થાય એવો છે! બહાદુરો એ પાદશાહનો સાળો છે માટે તમે ડરતા નહિ. અનાથ અબળાની મદદે જવામાં ડરવું શા માટે? વળી આપણો પાદશાહ એટલો ભલો છે કે દરિઆખાં પોતાનાં પાપ તેની આગળ આજ સુધી છુપા-

વી શકયો છે. જો તેની ચાલ જાણ્યામાં આવે તો એક પળ વાર પણ તે સાંખી રહે એવો નથી. પણ અંતે એના પાપનો ઘડો ભરાયો છે. હવે તે સઘળું ખુલ્લું થઇ જશે. તમે મોગલોના સામા લઢવામાં કદી પાછી પાની કરી નથી, તેમને મારીને પાછા હઠાવ્યા છે, તો આ એક તરિયાના હાથમાંથી એક સ્ત્રીને છોડાવી લાવવી એમાં શું ભારે કામ કરવાનું છે! વળી રાજકાજના કામમાં જેજે હુકમો તમને કરવામાં આવ્યા છે તે તમે જરા પણ આનાકાની કર્યા વગર માથે ચઢાવ્યા છે તો આ મારૂં પોતાનું અને પરમાર્થનું કામ .છે, તેમાં હિમત ધરવા પાછા હઠશો નહિ, એવી મને આશા છે. તમારી બહાદુરી ઉપરજ હું એ અબળાના રક્ષણ માટે હામ ભીડું છું. મારૂં પોતાનું રક્ષણ કરવા તમે જેમ તત્પર થાઓ તેમ એ બાઈનો બચાવ કરવા પણ થશો એવો મને પૂરો ભરોંસો છે. તમે કેવા બહાદુર અને એકનસીયા છો તે હું સારી પેઠે જાણું છું. અને તેથીજ આ કામ હું તમને સોંપું છું. માટે ચાલો આપણે જલદીથી એ અનાથ સ્ત્રીની વહારે જઈએ. બહાદુર બલબનખાંના સિપાઇ પણ બહાદુરજ હતા. આટલું કહેતાં પહેલાં તો તેઓ જલદીથી સવાર થયા ને પોતાના સરદારની સાથે ચાલ્યા.

શહેર બહાર આવ્યા ત્યારે સૂર્યાસ્ત થયો હતો. આકાશમાં રાતો રંગ પથરાઇ ગયો હતો. અને પૂર્વમાં ચંદ્રમાએ પોતાનું શીતળ મુખ બહાર કહાડયું હતું. એક પછી એક તારાઓ દેખાતા જતા હતા. થોડીવારમાં પૃથ્વી ઉપર રૂપેરી ચાદર પથરાઇ ગઇ. આકાશનો સુંદર દેખાવ ને પૃથ્વી ઉપરની ચાંદની તથા આશપાસની વનસ્પતિની સુંદરતા જોઈ તેઓ જુસ્સાભેર ખુલ્લી તરવારે ચાલ્યા જાય છે, એટલામાં બલબનખાં થોભ્યો. દરિઆખાંને ડેરાથી થોડે દૂર પોતાના સવારો સાથે ઉભેલો જોઇ તેણે પોતાના માણસોને સંજ્ઞા

થી સમજાવ્યા, તેથી બધા એકદમ સાવધ થઇ ગયા. તેમને પાછળ રાખી બલબનખાંએ આગળ આવી દરિઆખાં તરફ જોઇ પુછ્યું કે અત્યારે એ સ્વારો કોણ છે ને અહીં કેમ ઉભા છો? દરિઆખાંએ કહ્યું કે તું તારે રસ્તે જા, અમે અમારે કામે આવ્યા છીએ. તેનું તારે શું કામ છે! દરિઆખાંને બોલતો સાંભળી બલબનખાં બોલ્યો કે, કોણ દરિઆખાં કે? તમે અત્યારે અહીં કેમ આવ્યા છો? રાતને દહાડો તમે એવાં ભૂડાં કર્મોમાંથી છૂટા નહિજ થવાના કે? તમે મારા મિત્ર ઝવેરચંદની સ્ત્રીને બળાત્કારે પકડી લાવ્યા છો તે ક્યાં છે? તમે તેને એકદમ અમને પાછી સોંપી દો. અમે તેની વહારે આવેલા છીએ માટે તેને મુંગા મુંગા અમારે સ્વાધિન કરો, નહિતો અમે તેને છોડાવવા આવ્યા છીએ એટલે તમારી પાસેથી બળાત્કારે પણ છોડાવી લઇ જઇશું. તેમ કરતાં જો તમે આડે આવશો તો તમારા બધાના ટુકડે ટુકડા કરી નાંખીશું. આ વખત મારા માણસો વિક્રાળ સિંહ જેવા થઇ રહ્યા છે અને તે જરા પણ ઢીલ ચએલી જોવા ઇચ્છતા નથી. તમે એકદમ એ બાઇને અમારે હવાલે કરો, તાકીદ કરો, ઢીલનાં ફળ ભુંડાં છે, એમ સમજી ચેતો અને એ બાઈને આપીદો. બલબનખાં આટલું બોલ્યો એટલામાં તો દરિઆખાંએ પોતાનાં માણસોને ઇસારત કરી કે તેઓ એકદમ બલબનખાં ઉપર ધસી આવ્યા, પણ શૂરો બલબનખાંતો તેમને ભેટવાને તૈયાર થએલોજ હતો. બલબનખાંની કરી મૂકેલી સંજ્ઞા તેના મોમાંથી નીકળતાંવાંતજ તેનાં માણસો દોડી આવ્યાં. જરા પણ વખત નકામો નહિ જતાં એકાએક તરવારો ઉછળવા લાગી. ને ભાલા બરછીનાં ફળ લોહી પીવા લાગ્યાં. બહાદુરને બખ્તરીઆ પચાસ સ્વારો આગળ દરિઆખાંના દશ સ્વારો શી ગણતીમાં? એક બે ઘાયલ થયા ને એક બે મરાયા કે

બાકીનાએ હથિઆર મૂકી દીધાં. દરિઆખાંને પકડવા માટે હુકમ થતાંજ તેને પકડી લીધો. તે બે ચાર ઠેકાણે ઘાયલ થયો હતો તેથી તેને પકડતાં મુશ્કેલી લાગી નહિ. તેનાં હથિઆર કબજે કરીને તથા બધો બંદોબસ્ત કરીને બલબનખાં દેરા પાસે ગયો તો દેરાનાં કમાડ વાસીને અંદર ગુણસુંદરીને ઘુટણીએ પડી તેની દાસી સાથે માતાજીની પ્રાર્થના કરતાં જોઇ. બંને જણી ધ્યાનમાં તલ્લીન થએલી હતી. આસપાશ શું બને છે તે બેમાંથી કોઇને માલમ નહોતું. બલબનખાંએ કમાડ આગળ કાન ધર્યો તો નીચેના શબ્દો તેણે સાંભળ્યા. હે જગત જનેતા, દુષ્ટનો સંહાર કરનાર ને ભક્તનું રક્ષણ કરનાર વિશ્વ દેવી તું મારી સહાય કરજે. તારા વગર મારો કોઇ બેલી નથી. મારે ઉપર આકાશ ને નીચે ધરતી વગર બીજું કોઇ નથી, મારી માતા. મારો પિતા, મારાં સગાં વહાલાં, ભાઇ ભાંડુ કે જે કહું તે માત્ર તુંજ છે. તારા વગર મારી વહારે આવનાર કોઇ નથી. હું આ દુષ્ટની જાળમાં ફસાઇ ગઇછું ત્યાંથી છોડાવનાર તારા વગર બીજું કોણ છે? તેં મોટા મોટા દૈત્યો મારીને ભક્તનું રક્ષણ કર્યું છે. તો શું તું આ તારી અનાથ પુત્રિની વહારે નહિ આવે? હે માતા! આ પાપીના પંજામાંથી મને છોડાવ. હું અનાથ અબળાનું રક્ષણ કર. મારી મદદે આવવાની મારા સ્વામિના મિત્ર બલબનખાંને હિમત આપ. તેમના મનમાં મારે માટે દયા પ્રેર કે તેઓ જલદીથી મારી મદદે આવી આ દુષ્ટના હાથમાંથી મને છોડાવે. નહિતો હવે હું આ દેરા બહાર જીવતી નીકળનાર નથી.

એટલામાં બલબનખાંએ બારણું જોરથી ઠોકયું. ને બોલ્યો કે બેન બારણું ઉઘાડ હું તારી મદદે આવ્યોછું દરિઆખાંને પકડી લીધો છે. હવે તું પુજા કરી રહી હોય તો બહાર નીકળ કે સલામત ઘેર લેઇ જાઉં. બારણું ખખડયું એ-

ટલે બંને જણી સાવધ થઇ. ગુલાબે બલબનખાંનો અવાજ ઓળખ્યો એટલે બારણું ઉઘાડયું. તે બોલી બાઇજી માતાજીએ આપણી અરજ સાંભળી. બલબનખાં બહાર ઉભાછે, માટે ચાલો જલદી સાવધ થઇ રથમાં બેસો. ગુણસુંદરી પુજા કરી રહી હતી તેથી બંને જણીઓએ બહાર આવી બલબનખાંનો બહુ ઉપકાર માન્યો ને રથમાં બેઠી. બલબનખાંએ દશેક સ્વારો સાથે કેદીઓને ને દશેક સ્વાર સાથે ઘાયલોને જુદે જુદે વખતે ને જુદે જુદે રસ્તે પોતાને ઘેર વિદાય કર્યા હતા. દરિઆખાંને પોતાની સાથે રાખ્યો હતો, તેને એક ડોળીમાં ઘાલી ચોકી પહેરા વચે લઇ લીધો. ઘેર આવી દરિઆખાંને અને તેનાં માણસોને જુદી જુદી કોટડીમાં કેદ કર્યા ને ઘાયલોને માટે હકીમને બોલાવી પાટા બંધાવ્યા. ગુણસુંદરીને તથા ગુલાબને પોતાની બેગમ પાસે મહેલમાં મોકલી દીધાં.

બેગમ પાસે ગુણસુંદરી જઇ પગે પડી અને પોતાનો છૂટકો કરનારનો ઉપકાર માનવા લાગી. બેગમે પુછવાથી તેમને પોતાની અથઇતિ સઘળી વિતક કહી. તે સાંભળી તેનું હૈયું ભરાઇ આવ્યું. તેણે તેને ધીરજ આપી શાંત કરી તથા તેના ધૈર્યને માટે બેગમે તેની પ્રશંસા કરી અને પાપી દરિઆખાં ઉપર તિરસ્કારનો વરસાદ વરસાવ્યો.

જરૂરનો બધો બંદોબસ્ત કરી રહ્યા પછી બલબનખાં મોડી રાતે પાદશાહ પાસે ગયો. તેને કવખતે આવેલો જોઈ પાદશાહ વિચારમાં પડયો. પાદશાહને વિનય પૂર્વક દરબારી રીતે કુરનશ બજાવ્યા પછી તે બોલ્યો કે ગરીબ પરવર હું આજ આપ નામદારની પાસે ઘણાજ જરૂરના કામને માટે આવેલોછું. આપ જાણો છો કે આખા દિલ્હી શેહેરમાં મોતીચંદશાહ સૌથી વધારે ધનવાનછે. એમણે ઘણીવાર રાજકરજ વાળેલાંછે. લડાઇને કે એવે બીજે પ્રસંગે રાજને

નાણું ધીરેલાં છે. મોતીચંદશાહનું ઘર એ આપણા રાજનો ભંડારછે ને એ પંડે રાજના થાંભલાછે. એ દુઃખની વખતે રાજના ખરા ખેરખાહછે. એમના દીકરા ઝવેરચંદશાહ વેપારને અર્થે જાવે ગયાછે, અને જતી વખતે એમના ઘરની સંભાળ લેવાની મને સોંપણી કરીછે. એમની સ્ત્રી ગુણસુંદરી ઘણીજ ફૂટડીને સદ્ગુણીછે. એ સ્ત્રીને પોતાની પાપી મુરાદ હાંસલ કરવાને આપના સાળા દરિઆખાંએ એવો પ્રપંચ રચ્યો કે છેવટે તે એના હાથમાં ફસાઇ ગઇ. ત્યાંથી છૂટવાનો એનો કોઈ રીતે ઉપાય ન ચાલ્યો ત્યારે એણે પોતાની વિશ્વાસુ દાસી સાથે મને આ કાગળ લખી મોકલ્યો. એ કાગળ આપ વાંચશો એટલે આપને પણ દયા આવશે. એ કાગળ વાંચી મને બહુ દયા આવી. વળી ઝવેરચંદ મારો દોસ્તછે ને રાજનો અડીની વખતનો આધારછે, તેના ઘરની દરિઆખાં આબરૂ લૂટે તે. મને લાંછન કરતા ને રાજને હાનીકારક લાગ્યું. વળી દરિઆખાં આખા રાજનો કારભાર ચલાવેછે, રાજમાં કર્તા હરતા એછે, રૈયતનું સારૂં નઠારૂં થવું તે એના હાથમાંછે. રૈયતપર ગમે તેટલો જૂલમ થાય કે દુઃખ પડે તે સાંભળનાર એછે. આપ રાત દિવસ ખુદાની ભક્તિમાં રહો છો તેથી, એ આપનો નજીકનો સગો હોવાથી આપે તેનાપર વિશ્વાસ રાખવોજ જોઇએ. પણ રૈયતના દુખનો પોકાર આપની પાસે આવીશકતો નથી કેમકે એણે આસપાસનાં માણસો એવાં રાખ્યાં છે કે બીજા કોઇ પરાયા માણસને તો દાદ ફરીઆદ માટે આપની પાસે આવવા દેજ નહિ ને કદાપિ કોઇ આવવાને પ્રયત્ન કરે તો, તેના પર એટલો કેર વરતાવે કે તે તો બાપડો ફરીને આપની પાસે આવવાની ખોજ ભૂલી જાય. આવાં કારણોથી રૈયતની ખરી હાલતથી આપ અજાણ્યા રહો એમાં નવાઈ નથી. એ પોતાની મરજી મુજબ ચાલે છે. રૈયતને લૂટે છે મારે છે,

તેમની વહુ દીકરીઓની લાજ લેછે, દરબારમાં લાંચની તો નવાઇ રહી નથી. ઇનસાફ વેચવો એતો સાધારણ થઇ પ-ડયુંછે, મરજી મુજબ કર લેવા, પોતાનું કામ પાર પાડવા-માં આડે આવનારને સખત શિક્ષાથી નરમ પાડવા, એ બધું દરિઆખાંને મન રમત જેવું થઇ ગયું છે. પણ હવે હું ધારૂંછું કે એના પાપનો ઘડો ભરાયોછે. હવે એ સઘળા દુઃખનો છેડો આવશે. પણ જો એણે મારા દોસ્ત ને રાજના ટેકા ઝવેરચંદશાહની સ્ત્રીને આ પ્રમાણે ફસાવી નહોત તો હું કહી શકતો નથી કે એનું પાપ ક્યાં સુધી ચાલુ રહેત અને બાપડી રૈયતનો આ દુઃખમાંથી કયારે છૂટકારો થાત. પણ મને એ વાત માલમ પડી કે હું તરતજ આજે એ બાઇ ભદ્રકાળી માતાની પુજાનું મોશ કરી ત્યાં ગઈ હતી, ત્યાં જઇ ચઢયો, ને એ બાઇને છોડી મૂકવા રીતસર મેં ઘણુંએ કહ્યું પણ દરિઆખાં એબાઈને ન છોડતાં સામો થયો ને તેમાં ઘાયલ થયો, તથા છેવટ મારે તાબે થયો. તેથી એ બધાં ને મારે ઘેર રાખ્યાંછે. જો આપ્રમાણે આપની રજા વગર મેં નહિ કર્યું હોત ને આપની પરવાનગી લેવા આવ્યો હોત તો તેથી કોઇ રીતે એ વાત દરિઆખાંના જાણ્યામાં આ-વ્યાથી એ કાંતો એ બાઈને દરશન કરવા નહિ જવા દેતાં જૂલમ ગુજારત અથવા આખું લશ્કર એને કબજે હતું તે લેઈને જાત, તેથી ઘણા જાનની ખુવારી થાત. એ ખુવારી થતાં અટકાવવાના ઇરાદાથી આપના નેક ઇનસાફ ઉપર વિ-શ્વાસ રાખી હું બારોબાર ગયો હતો, તેથી હું ધારૂંછું કે આપના મનમાં માઠું નહિ લાગે. વળી દરિઆખાં આપનો સાળોછે, આપનો તેણે યુક્તિથી વિશ્વાસ મેળવ્યોછે, ને એ-ના પ્રપંચથી આપની પાસે કોઇ દાદ આવી શકતું નથી તે-થી રાજમાં સળો પેસી ગયોછે, તે કહાડવાને બીજા કોઇની હીમત ચાલે એમ નહોતું અને આ પ્રમાણે વધારે ચાલત

તો આપના જાણ્યા વગર રાજ પાયમાલીમાં આવી જાત, તેથી તથા એક નિર્દોષ અબળાને દુઃખમાંથી છોડાવવાને મેં આવું મોટું જોખમ માથે વહોરી લીધું છે. વળી અત્યારે જો હું આપને અરજ કરવા ન આવ્યો હોત તો વખતે દરબારમાં દરિઆખાંની ખોળ થાત અને કોઇ રીતે મારે ઘેર કેદ પડયાની વાત આપના જાણમાં આવત તો આગળ શું થાત તે સમજાતું નથી અને તેથીજ અત્યારે આપને તસ્દી આપવા આવ્યો છું. તે માફ કરી આપ હુકમ ફરમાવશો.

પાદશાહ બોલ્યો કે તમે મને ખબર આપવા ન આવ્યા અને કામ કર્યા પછી અત્યારે ખબર આપોછો તેથી મારે ગુસ્સે થવાનું કારણ નથી. તમે જે કામ કર્યું છે તે ડહાપણનુંજ કર્યુંછે. તમારી જગાએ હું હોત તો હું પણ એજ પ્રમાણે કરત એમાં લગારે શક ન સમજવો. આ કાગળ વાંચતાં મને પણ દયા આવેછે. દરિઆખાં મારો સાળોછે માટે એને રૈયત ઉપર જૂલમ કરવાનો નથી. મેં તે માટે એને રાખ્યો નથી. એને રૈયતનું રક્ષણ કરવાને અને તેમનાપર થતો જૂલમ દૂર કરવાને રાખ્યોછે. રૈયતને એણે પોતાની બેટાબેટી પ્રમાણે ગણવી જોઇએ, તેમ નહિ કરતાં જો તે જૂલમ કરે તો એને અટકાવવો અને રૈયતની દાદ સાંભળી એ ગુનેગાર ઠરે તો એને ઘટતી સજા કરવી, એ મારૂં કામછે. તમે એને મારો સગો તથા એનાપરનો મારો વિશ્વાશ જાણતાં છતાં આ કામ કરવાની હિમત ધરી તેથી હું તમને સાબાશી આપુંછું. તમારા આ કામથી હું લગાર પણ દીલગીર થતો નથી, પણ તમારા જેવા સ્વતંત્ર વિચારના, દયાળુ, ને વીરપુરૂષો મારા રાજમાંછે તેથી ઊલટો ખુશી થાઊંછું. તમે સવારમાં એ બધા માણસોને દરબારમાં લાવી રજુ કરજો એટલે ભર્યા દરબારમાં એનો ઇનસાફ કરવામાં આવશે.

બીજે દિવસે વખત થયો એટલે દરિઆખાંને લેઈ બલબનખાં દરબારમાં આવ્યો. દરિઆખાંને પોતાના વિ-શ્વાસુ માણુસોના પહેરા વચ્ચે એક બાજુએ ઊભો રાખી બલબનખાં કચેરીમાં આવી બેઠો. બીજા અમીર ઉમરાવો પણ ધારા પ્રમાણે પોતપોતાની જગાએ આવીને બેઠા. તેમને પાદશાહે દરબારમાં તેડાવ્યા હતા. પણ તેમને શા માટે તેડાવ્યા હતા તે તેઓ જાણુતા નહોતા. થોડી વાર-માં નકીવાળાના અવાજથી માલમ પડ્યું કે પાદશાહ ના-સરૂદ્દીન પધારે છે. પાદશાહ આવ્યો કે સધળાએ કુરનશ બજાવી. પાદશાહ તખ્તપર બેઠો એટલે સધળા પોતપોતાની જગાએ બેસી ગયા. સધળું શાંત હતું. કોઈ દિવસ નહિ અને પાદશાહે આપણુને આજે શા માટે બોલાવ્યા છે તે બલબ-નખાં વગર કોઈ જાણતું નહોતું. પાદશાહે પણ આ પ્ર-માણે કોઇવાર હમણાંનું દરબાર ભર્યું નહોતું. કોઇ મોગલોની સ્વારીની વાત પણ હમણાંની સાંભળવામાં આવી નથી કે તેમના સામા લઢવા જવાની તૈયારી માટે કે વિચાર કરવા માટે બોલાવ્યા હોય! રાજમાં કાંઇ બળવો કે તોફાન પણ નથી, ત્યારે આપણુને શામાટે બોલાવ્યા હશે? એ કોઇના સમજ્યામાં આવ્યું નહિ. સધળા ભિન્ન ભિન્ન તર્ક વિતર્ક કરવા લાગ્યા. પણ એ પ્રમાણે પાદશાહે તેમને ધણીવાર સુધી અંદેશામાં રાખ્યા નહિ. બધું દરબાર ભરાઇ રહ્યું એ-ટલે પાદશાહે બલબનખાં તરફ ફરીને હુકમ કર્યો કે બલ-બનખાં તમે કેદીને દરબારમાં લાવી રજુ કરો. બલબનખાંએ તેને લાવીને પાદશાહની સામો ઉભો કર્યો. સધળા ફરીને કેદી તરફ જોવા લાગ્યા તો દરિઆખાંને દીઠો. દરિઆખાં કેદી શો, ને એને શા માટે પકડયો છે તે કોઇના સમજ-વામાં આવ્યું નહિ. પાદશાહનો સાળો, આખા રાજનો કરતા હરતા અને પાદશાહનો વિશ્વાસુ ને માનીતો કેદી કેમ હોય!

એને કેદ કરવાની હિમતજ કોની ચાલે? તે દરબારના મા-
ણસોમાંથી કોઇ કાંઇ સમજ્યું નહિ. દરિઆખાંનાં કર્તવ્યો
સૌ જાણતા હતા તેથી તે કેદથી પણ વધારે સજાને લા-
યક હતો એમાંતો કોઇને કાંઇ શક નહોતો, પણ તેને કેદ
કરવાની હિમત કેમ ને કોની ચાલી, એ કાંઇ કોઇના ક-
બ્જામાં આવ્યું નહિ. બલબનખાંને હુકમ કર્યાથી કેટલાક સ-
મજ્યા કે બલબનખાં વગર દરિઆખાં જેવા સત્તાવાળાને
કેદ કરવાની કોઇની હિમત ચાલી નહિ હોય. દરબારમાં દ-
રિઆખાંની દયા ખાનારા થોડાજ હતા. રાજ્યલોભી ને સત્તા
લોભી તો ઘણા હતા. પણ તેઓ એટલા બધા દુરાચારી
કે નીચ નહોતા કે દરિઆખાં જેવા દુષ્ટની ભર્યા દરબારમાં
દયા ખાય. ઉલટા ઘણા તો દરિઆખાં ઉપર નારાજ હતા.
દરિઆખાં જેવો સ્વભાવે નીચ હતો તેવો તે જાતે પણ
નીચ હતો–તે જાતનો તરિઓ હતો, તેથી તેને રાજમાં
ફરતા હરતા જોઇને તેઓ બળતા હતા. પણ એ બેગમનો
ભાઈ ને પાદશાહનો વિશ્વાસુ હોવાથી તેઓ બોલતા નહો-
તા. દરિઆખાં પણ પોતાની હલકાઇ જાણતો હતો તેથી
તે બધા અમીર ઉમરાવોને મળીને ચાલતો હતો. તેમજ
પાદશાહ પણ એટલા બધા ભલા ને ભોળા સ્વભાવનો હતો
તથા માયાળુ ને સદ્ગુણી ઈશ્વર ભક્ત હતો કે તેના ઉપર
સઘળા પુજ્યભાવથી જોતા હતા, તેથી દરિઆખાં સામા
થવામાં પાદશાહને માઠું લાગશે એમ માની તેઓ દરિ-
આખાંનું નામ દેતા નહોતા. ખરૂં કહીએ તો તેઓ પાદ-
શાહના સદ્ગુણોની કીમત ઓછી કરતા હતા. દરિઆખાંના
પ્રપંચથી ને પોતાના વિશ્વાસ ને ફકીરી સ્વભાવથી માત્ર
રૈયતની ખરી સ્થિતિથી પાદશાહ અજાણ્યો રહ્યો હતો. પણ
અંતઃકરણમાં તો તે રૈયતને પોતાની બેટા બેટી પ્રમાણે
ગણતો હતો, ને દરિઆખાં તે પ્રમાણે ગણીને ચાલે છે તેમ

માનતો હતો. પણ પાદશાહના એ સદ્‌ગુણની ખુજ કોઇને નહિ હોવાથીજ તેઓ દરિઆખાંના જૂલમને સાંખી રહી બોલતા નહોતા. બલબનખાં એ વાત જાણતો હતો, તેથી તેણે દરિઆખાંને પકડવાની હિંમત ધરી હતી. એ પ્રમાણે દરિઆખાંની દયા ખાનાર કોઇજ નહોતો. માત્ર તેણે પોતાની સત્તા વડે ચઢાવેલા કેટલાક એના જેવાજ સ્વભાવના નીચ લોકો એની દયા ખાનારા હતા, પણ તેવા થોડા હતા ને ભર્યા દરબારમાં આખા રાજના અમીર ઉમરાવો ને સરદારો વચ્ચે તેને માટે જીવ આપે .એવો તો કોઇજ નહિ હતો. તેઓ બધા ઉગતાને પુજનારા હતા. દરિઆખાં ઉપર શું તહોમત છે ને તે કોણે મૂક્યું છે તથા તેનું પાદશાહ શી રીતે કામ ચલાવે છે તે જોવા સાંભળવાને સઘળા એક નજરે પાદશાહ તરફ જોઈ રહ્યા.

આ વખતે દરિઆખાંનો જીવ તળે ઉપર થતો હતો. તેને પરસેવાના ઝેબઝેબ છૂટતા હતા, તેની છાતી ધમણની પેઠે ધબકતી હતી. તેનું શું થશે તેની તેને ધાસ્તી પડી. તેનાં સઘળાં પાપ તેની નજર આગળ આવીને ઉભાં રહ્યાં. પાપી માણસને આવે વખતે પોતાનાં બધાં દુષ્ટ કર્મો યાદ આવે છે, અને તેને ફિકર ઉત્પંન થાય છે કે રખેને તે બધાં જાહેર થઇ સાબિત થાય? તે પ્રમાણે દરિઆખાંને પણ ફિકર થઈ. તે વિચારવા લાગ્યો કે મારાં બધાં પાપ સાબિત થયાં તો પાદશાહ છોડવાનો નથી તેથી તે થર થર કંપવા લાગ્યો. આજ સુધી પાદશાહને ભૂલથાપ દેઇને છેતર્યો છે તે કપટ હવે ઉઘાડું થશે તો તેને શું મોં બતાવવું? એવો વિચાર આવવાથી પાદશાહ સામું જોવાની પણ તેની હિંમત ચાલી નહિ, તેથી તે નીચું મોં ઘાલી જમીન તરફ જોઇ રહ્યો. તે વિચારવા લાગ્યો કે મને પકડ્યાની વાત બેનને માલમ પડી હોત તો પણ ઠીક કે તે કાંઇ ઉપાય કરત. બેનના વચ્ચે

પડ્યા વગર હવે આપણો છૂટકો થવો મૂશ્કેલ છે. એટલામાં જનાનખાનાનો ખોજો બહાદુરખાં પાદશાહ આગળ કુરનશ બજાવી અરજ કરવા લાગ્યો કે પાદશાહ સલામત, બેગમસાહેબ આપને યાદ કરે છે. બેએક કલાકથી એમને એટલું દુઃખ થયું છે કે તે બેભાન સ્થિતિમાં પડયાં છે. કાંઇ દવા દારૂ લેતાં નથી અને માત્ર આપનુંજ નામ યાદ કર્યા કરે છે. તેમને કાંઇ ચેન પડતું નથી ને બધો વખત આમથી તેમ લોટ્યાં કરે છે. માટે મહેરબાની કરી થોડો વખત આપ ત્યાં પધારી દવા દારૂ લે તેવો બંદોબસ્ત કરી જાઓ તો બહુ સારૂં. નહિતો અમને નથી સમજાતું કે હવે એમનું શું થશે! એ એટલી ભયંકર સ્થિતિમાં પડેલાં છે કે હું અહીં આવ્યો એટલા વખતમાંજ એમને કેમ હશે તે હું કહી શકતો નથી.

બેગમના આવા અચાનક ભયંકર મંદવાડની વાત સાંભળી કે પાદશાહ બધાને ત્યાં બેસી રહેવાનો હુકમ કરી થોડા વખતમાં પાછા આવવાનું કહી મેડીપર ચાલ્યો ગયો. ભોળા પાદશાહને એકદમ બેગમ આ પ્રમાણે ખરી માંદી પડી ગઈ કે, દરિઆખાંની વાત જાણ્યાથી તેને ઉગારવાને આ યુક્તિ રચી તે કાંઇ સમજ્યામાં આવ્યું નહિ, તેથી બેગમ પાસે ચાલ્યો ગયો. દરિઆખાંને આથી હીમત આવી. તે સમજ્યો કે મારી હકીકત બેગમના જાણવામાં આવ્યાથીજ તેણે આ યુક્તિ રચી છે. પાદશાહ ભોળો છે એટલે હવે બેગમ તેને ભોળવીને મારો છૂટકારો કરાવી શકવાની એ નક્કીજ. ઘણું સમજાવતાં પાદશાહ નહિ માને તો બેન કાંઇ કાચી નથી. તેમ તે હીમતવાળી પણ છેજ. સઘળું લશ્કર હમણાં તો આપણા કબજામાં છે. બેન ધારશે તો એક ડંકાની સાથે સઘળી ફોજ બોલાવી લેઇ આ મહેલ ઘેરી લેશે, એટલે આ અમીર ઉમરાવો ક્યાં ચસવાના છે. મારો છૂ-

ટકો થયો એટલે એ બધાનું વીણી વીણીને કાટલું કઢાવી નાંખું. તેમાં આ બલબનખાનું તો પહેલુંજ. મૂર્ખ મિત્ર દુશ્મનની ગરજ સારે તેમ પાદશાહ પણ નકામો છે. પણ બેનને તે જરૂર લાગશે તો તે ક્યાં ચૂકે એવી છે! કપટ જાળ પાથરતાં એને ઠીક આવડે છે. જો આમ ન કર્યું હોત તો પાદશાહ અહીંથી જાત નહિ અને આપણો ઘાટ ઘડાઇ જાત. હવે તો એ બધાનો ઘાટ ઘડાવાનો વખત નજીક આવ્યોછે ને તેમ થયું એટલે ગુણસુંદરી ક્યાં જવાની છે. આટલું થયા છતાં એ પાપીના મનના બુરા વિચાર દૂર થતા નથી. એને એના પાપી કર્મનો પસ્તાવો સરખો પણ થતો નથી. એ કેવો નીચ! કેવો દુષ્ટ!!

બેગમના મંદવાડનું કારણ બલબનખાંતો તરત સમજી ગયો. પાદશાહ નાસરૂદ્દીન જેવો તે ભોળા દીલનો નહોતો, તે રાજ ખટપટમાંજ ઉછરીને મોટો થયો હતો, તેથી બહાદુરખાં ખોજાનું બોલવું તેને ખરૂં લાગ્યું નહિ. તેણે જાણ્યું કે દરિઆખાંને કયા કર્તવ્યમાટે અહીં દરબારમાં ઉભો કર્યો છે, તેના કર્તવ્યનું પરિણામ શું આવશે, એકવાર કામ સાબિત થયું ને દરિઆખાંની દુષ્ટ વર્તણુંકની પાદશાહને ખાતરી થઈ તો પછી પાદશાહ કોઇનું પણ નહિ માનતાં દરિઆખાંનને ફાંસીએ લટકાવવાનો, એ વાતની બેગમને ખબર પડ્યાથી તેણીએ પાણી પહેલી પાળ બાંધવાનો આ વિચાર કર્યો છે. ભોળા દીલના પાદશાહને ભોળવીને પોતાને કબજે લેઇ દરિઆખાંની તપાસ ચાલવાજ ન દેવી ને તેને છોડાવી મૂકાવવો કે તેનાં કૃત્યો પાદશાહને કાને પડે નહિ ને દરિઆખાં પર પ્રથમ હતો તેવોજ વિશ્વાસ રહે વળી પાદશાહ કબજે આવ્યો એટલે દરિઆખાંનું કોણ નામ દેઇ શકશે? આવા વિચારથીજ બેગમે દરિઆખાંની તપાસ પડતી મૂકાવવાની આ યુક્તિ રચી છે, એમ બલબન-

ખાંને નક્કી સમજાયું. પણ તે હિમતવાન, બહાદુર, વિચાર-વંત ને દીર્ઘદૃષ્ટિવાળો હતો. તેણે દરબારમાં આવતા પહેલાંજ પોતાનાં સઘળાં માણસોને હથીઆરબંધ પોતાની દેવડીએ તૈયાર રહેવાનો હુકમ આપ્યો હતો, એટલુંજ નહિ પણ દરિઆખાંને દરબારમાં લાવતી વખતેજ થોડાં માણસ તો પોતાની સાથે લેતો આવ્યો હતો.

દરબારમાં બેઠેલા બીજા કોઇ ઊમરાવો બેગમના અચાનક મંદવાડનું ખરૂં કારણ કળી શક્યા નહોતા. તેઓ સઘળા આવા ભયંકર મંદવાડથી નારાજ થયા ને પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યા કે તે બેગમને જલદી આરામ કરે. કેટલાકતો બેગમની તબીયતના સમાચાર પુછવાને તેજ વખતે ગયા હોત, પણ પાદશાહે પોતાના આવતા સુધી ત્યાંજ બેસી રહેવાનો હુકમ આપ્યાથી તેઓ ત્યાંથી ખસ્યા નહિ.

પણ બલબનખાંની કલ્પના ખોટી નહોતી. દરિઆખાંને કેદી તરીકે દરબારમાં પકડી આણ્યો ત્યાં સુધી તાજબેગમ જેવી નજરબાજ સ્ત્રીના જાણવામાં તે વાત ન આવે એમ તો બનેજ નહિ. પોતાના ભાઈઉપર શી આફત આવી છે તથા તે લાવનાર કોણ છે તેની તજવીજ કરી તો તેને સઘળી વાત માલમ પડી. એટલે પ્રથમતો તેણીએ બલબનખાંને ઘેર પોતાના વિશ્વાસુ માણસને મોકલ્યો તો તે મહેલમાંતો તેણે પઠાણોને હથીઆર ભીડીને તૈયાર ઉભેલા દીઠા. બીજો માણસ જે શેરખાં સેનાપતિને બોલાવવા ગયો હતો તે જવાબ લાવ્યો કે તેતો દરબારમાં બેઠેલા છે. બીજા નાના જમાદારોને બોલાવી બેગમે હુકમ કર્યો પણ તેમણે તો પાદશાહના કે સેનાપતિના હુકમ વગર કાંઈપણ કરવાની ના પાડી. ઘણાએ પૈસા આપવાની લાલચ આપી, પણ તે અચળ મનના નીમકહલાલ જમાદારો ડગ્યા નહિ. બાકી તેના મનમાં તો એજ આવ્યું કે લશ્કર કબજે લેઈ બલ-

બનખાંના મહેલને અને દરબારને ઘેરી બલબનખાંના પઠાણોને કબજે કરવા કે તેમનાં હથીઆર મૂકાવી દેવાં. દરબારના સઘળા ફૂટેલા સરદારોને પણ પકડી લેવા ને દરિઆખાંને છોડાવવો એટલે પછી તે. એ બધા સરદારોની વ્યવસ્થા કરી શકશે. ભોળા પાદશાહને ભમાવવો એતો કાંઈ મૂશ્કેલ નથી. પણ એના એ સઘળા તુરંગો હવા પર ઉડી ગયા. લશ્કર પોતાના કબજામાં લેવાનો કોઈ ઉપાય ચાલ્યો નહિ, ને બલબનખાંનો મહેલતો પઠાણોથી ભરેલો છે, ને તેઓ બલબનખાંના હુકમનીજ રાહ જોતા ઉભા છે. દરબારમાં પણ બલબનખાંના પઠાણો સજ થઈ તૈયાર ઉભા છે, એટલે પોતાનાં ખાસ મુઠાભર માણસોથી શું વળે ? તેમની તો તરતજ રેવડી દાણેદાણ થઈ જાય ને ઉલટું કામ કથળે. માટે હવે તો સૌથી સારો રસ્તો એજ રહ્યો છે કે પાદશાહને બોલાવી લેઈ ભમાવવો. તેના વિચાર ફેરવી દરિઆખાંની તજવીજ ચલાવે નહિ, તેને નિર્દોષ ઠેરવી છોડી મૂકે, ને તેને કેદ કરનાર બલબનખાં ઉપર ગુસ્સે થાય એવો ઉપાય કરવો. કેમકે તેના કામની તપાસ ચાલી તો દરિઆખાંનાં પાપ ખુલ્લાં થશે એટલે પછી પાદશાહ કોઈનું માનનાર નથી. માટે તપાસ ચાલતા અગાઉ પાદશાહને બોલાવી લેવો જોઇએ. પણ દરબારમાં આવી અગત્યની તપાસ અધુરી મૂકી પાદશાહ કેમ આવશે તેનો વિચાર કરતાં તેને ઉપર કહેલી અકસ્માત્ મંદવાડની યુક્તિ સુજી અને તેમાં તે ફતેહ પામી. પાદશાહ એ ખબરથી કામ પડતું મૂકી બેગમ પાસે ચાલ્યો ગયો, એ આપણે ઉપર જોયું. પણ બેગમને માલમ નહોતું કે રાત્રે બલબનખાંએ દરિઆખાંનાં પાપી કાર્યોની વાત પાદશાહને કાને નાંખી તેને ભમાવ્યોછે, અને તેની અને કેટલાક અમીર ઊમરાવોની ખાતરી થવાને કેટલોક પુરાવો લેવાનોજ માત્ર બાકી છે. પણ પાદશાહે તે

વાત બેગમને કહેલી નહિ હોવાથી તેને તે માલમ ક્યાંથી હોય? પાપી કર્મ ખુલ્લું થવાને પરમેશ્વર એક પણ બારૂ રાખે છે. ગમે તેવા લુચ્ચા ને બુદ્ધિવાન માણસને પણ પાપી કૃત્ય કરતાં કે અસત્ય છૂપાવવાનો પ્રયત્ન કરતાં ઈશ્વર ભૂલાવે છે ને તે દ્વારાએ તેનું સઘળું પાપ ખુલ્લું થાય છે. તેમ બલબનખાં-એ પાદશાહને કહેલી વાત જો બેગમને માલમ હોત તો બે-ગમ પાદશાહને દરબાર દેખવાજ દેત નહિ. પણ દરિઆ-ખાંનું પાપ ખુલ્લું થવાનું એ બારૂં હતું. એ કુદરતે રાખેલું બારૂં કેમ બંધ થઇ શકે? પાદશાહ બેગમ પાસે ગયો તો તેને બહાદુરખાંના કહેવા પ્રમાણે દુઃખમાં આ-ળોટતાં દીઠી. પાદશાહ પલંગ પાસે જઈ બેઠો કે એક પછી એક એમ કેટલાંક હથીઆરબંધ માણસો તે ઓરડાની અગાશીમાં એકઠાં થતાં પાદશાહને જણાયાં. તે માણસો બેગમનાં વિશ્વાસુ હતાં. પણ તે શામાટે સજ થઈ આવે છે તે. તેને સમજાયું નહિ. થોડીવારમાં બેગમ બેઠી થઇ પાદશાહને પગે પડી અરજ કરવા લાગી કે સાહેબ, મારા ભાઈ ઉપર આ વાદળ શું? જે તમારા સુખનું પાન હતું તેના ઉપર આ આફ્ત શી? આપને રોશન છે કે મારો ભાઈ રાજના કેવા ને કેટલો બંદોબસ્ત રાખે છે, કેવો ઈન-સાફ કરે છે, રાજનું કેવું ભલું ચહાય છે ને રાજનો કેવો વફાદાર છે? ખુદાની મહેરબાનીથી ને આપના પ્રતાપથી મારા ભાઈ તરફ કોઈ ઊંચી આંખ કરે એવું નથી. એટલું છતાં પણ સ્વાર્થિ ને ખટપટીઆ બલબનખાંનો જૂલમ ભારે છે. રાજમાં મારા ભાઈનો આટલો બધો મોભો છતાં, તથા તેના ઉપર આપની અતિશય મહેરબાની છતાં તેણે મારા ભાઈને કેદી તરીકે પકડી આપની હજુરમાં ઉભો કરવાની હીમત ધરી છે. એ કેવી છાતી કહેવાય? અન્યાયી ને સ્વા-ર્થિ માણસો કોઈવાર સપડાઇ જાય છે ત્યારે ન્યાયી પુરૂષો

ઉપર પણ, કલ્પના પણ થઇ ન શકે એવાં આળ મૂકે છે, અથવા પોતાનાં છિદ્ર છૂપાવવા તે બીજાના ઉપર કોઈપણ જાતનું તહોમત મૂકતાં ડરતા નથી. તે પ્રમાણે સર્વગુણ સંપન્ન તાજબેગમે પણ પાદશાહને ભંભેરવાનું શરૂ કર્યું. તે બોલી સાહેબ. દરિઆખાં નેક ને ભોળો છે તેને તર્કટી બલબનખાંએ ફસાવવાને આ તર્કટ ઉભું કરેલું છે—પોતાનો છૂપો સ્વાર્થ સાધવા બલબનખાંએ રાજભક્ત દરિઆખાં ઉપર હાથ ઉગામ્યો જણાય છે. એ ઘણોજ નીચ ને હાનીકારક છે એવું હું ઘણી મુદતથી જાણું છું. એનાં પાપનાં છિદ્રો દરિઆખાંએ પકડયાં છે, તે ઉપરથી તે ઘણો ધિક્કારવા લાયક અને આપના નેક રાજને એબ લગાડનારો પુરૂષ જણાય છે. દરિઆખાં એનાં પાપ આપની આગળ જણાવી દેશે એવી દહેશતથી તેણે પાણી પહેલી પાળ બાંધી પોતાનો બચાવ કરવાની આ યુક્તિ રચી છે એમ માલમ પડે છે.

આપ વિચાર કરો કે રાજ ચલાવવું કેટલું જોખમ ભરેલું છે? રાજમાં જૂલમગારના જૂલમ અટકાવવા પડે, લાંચીઆને લાંચ લેતાં પકડી સજા કરવી પડે, અન્યાય કરનારને દૂર કરવો પડે. આવા આવા પ્રસંગો આવવાથી રાજ ચલાવનાર ઉપર બધા માણસો કાંઇ રાજી રહેજ નહિ એ સ્વાભાવિક છે. ઇનસાફ આપતાં, સત્યમાર્ગે ચાલતાં, રૈયતની દાદ લેતાં ને જૂલમ અટકાવતાં ઘણા અમલદારોનો કોપ માથે ખેંચી લેવો પડે, અને એવા નારાજ થએલા મારા ભાઇ ઉપર જૂલમ કરવાને ઉભા થાય, તે આપ સાંભળો અને તે પણ ભર્યા દરબારમાં. તો પછી તેનું માન કેમ સચવાય? તેનો હુકમ કોણ માને? અને તેમ થાય તો પછી તેનાથી રાજ ચલાવાયજ કેમ? એવા લુચ્ચા માણસો ગમે તેવાં ને ગમે તેટલાં તર્કટ ઉભાં કરી શકે એમાં શી નવાઇ છે! માટે આપ મારી આ અરજ ઉપર ખૂબ વિચાર કરો

ને મારા ભાઇને છોડો કે પાછો પ્રથમ પ્રમાણે સલાહશાં-તિમાં રાજ ચલાવે તથા આપને ઈશ્વરભક્તિમાં અડચણ ન પડે. મને કાંઇ મંદવાડ થયો નથી પણ માત્ર દરબાર-માંથી આ અરજ કરવાને આપને બોલાવવા માટે એ પ્રમાણે જુઠું બોલવું પડ્યું છે. કેમકે જો મેં તેમ ન કર્યું હોત તો આપ એ કામ અધુરૂં મૂકી અહીં પધારત નહિ.

પાદશાહને આ છેલ્લાં કારણ ખરાં લાગ્યાં. તે મનમાં વિચારવા લાગ્યો કે રાજ ચલાવનારને ઘણા દુશ્મનો થાય એમાં કાંઇ નવાઈ નથી–એ વાત ખરી છે. અને તે પ્રમાણે દરિઆખાંને માથે આ તર્કટ ઉભું કર્યું પણ હોય! પણ એ તર્કટ ઉભું કરનાર માટે બેગમે જેવા વિચાર જણાવ્યા તે ઉપર વિચાર કરતાં અને ગુણસુંદરીનો કાગળ યાદ આવતાં આ બધી દલીલો એના મનમાંથી ખશી ગઇ. પ્રથમ તો બલબનખાં જેવો નીમકહલાલ ને સત્યવાદી માણસ આવું તર્કટ ઉભું કરેજ નહિ, તેમ ગુણસુંદરીનો કાગળ એવો છે કે એ વાતમાં મને લગારે શક રહેતો નથી. પણ એમ ધારો કે કદાચ એ કાગળ ખોટો હોય તો પણ તેની તપાસ તો થવીજ જોઇએ. બલબનખાં જેવો રાજનો ખેર-ખાહ માણસ આજેસુધી નહિ ને હમણાં આ પ્રમાણે ખોટું આળ ચઢાવે તેનું શું કારણ? હલકા ને નીચ ધંધો કરનારાને એ પ્રમાણે મૂખ્ય અમલદાર ઉપર નાખુશ થવાનું કારણ મળે છે, પણ આવા એકમાર્ગી માણસને એવું નાખુશ થવાનું કારણ હોયજ નહિ. વળી બેગમ જે આળ બલબનખાં ઉપર મૂકે છે તે તો બનાવટીજ જણાય છે. ગુનેગારને બોલવાનો માત્ર એ માર્ગ છે. બલબનખાં એવો નીચ નથી એ મારી ખાતરી છે. તેમજ આવો ખોટો કાગળ તે ઊભો કરેજ નહિ. માટે તપાસ તો જરૂર કરવી. પણ તે પ્રમાણે કહેતાં બેગમે કોણ જાણે આ માણસો અહીંથી જ-

તો મને અટકાવાજ માટે બોલાવ્યાં હશે તો? અથવા બધું લશ્કર ફોડી દીધું હશે તો અહીંથી જતાં કદાચ બધા વિચાર ઉંધા વળશે. બલબનખાંના માણસોને અને આ માણસોને મારામારી થશે ને તેથી કાપા કાપી ચાલી ઘણી ખરાબી થવાની. માટે એ ખરાબી થતી અટકાવવી તો ખરીજ. એમ વિચારી પાદશાહ બોલ્યો બેગમ તું કહે છે તે મને ખરૂં જણાય છે. પણ મારા ગયા વગર અધુરી તપાસે હું હુકમ મોકલું તેથી હવે દરિઆખાં છૂટે તેમ નથી. એમ કરવામાં પરિણામ ભયંકર આવશે. બલબનખાં બળવાન છે ને એનું લશ્કર મહેલમાં છે. શેરખાં સેનાપતિ તેનો દોસ્ત છે એટલે એમાં આપણું કાંઇ વળે તેમ નથી. માટે કામ ચલાવી તેને છોડી મૂકવો એજ મને તો સારો રસ્તો સુઝે છે.

પાદશાહના આ બોલ ઉપર બેગમને વિશ્વાસ આવ્યો નહિ. પણ પાદશાહ તો એટલું બોલી તરતજ ઉભો થયો ને ચાલવા માંડયું. બેગમે પોતાના માણસોને ઇસારત કરી, પણ પાદશાહના આ પ્રમાણે અચાનક ઉઠીને ચાલવામાં કોઇ સિપાઈની આડે આવવાની હીંમત ચાલી નહિ. તેઓ બધા સ્તબ્ધ થઇ ગયા, અને ફરીને સાવધ થાય એટલામાં તો પાદશાહ દરબારમાં જઇ તખ્ત ઉપર બેઠો.

પાદશાહે દરબારમાં આવી શેરખાંને પોતાની પાસે બોલાવી કેટલીક સૂચના કરી એટલે શેરખાં દરબારમાંથી ચાલ્યો ગયો. થોડીવાર થઇ એટલામાં શેરખાંનું લશ્કર મહેલની આસપાસ આવી એકઠું થયું ને તેના તાબાના સરદારો ને જમાદારો દરબારમાં આવી બેઠા. શેરખાંને ફરીને આવેલો જોયો કે તેને હુકમ કર્યો કે સેનાપતિ મહેલમાં બેગમની અગાશીમાં કેટલાંક હથિઆરબંધ માણસો છે તેને પકડી તેમનાં હથીઆર જપ્ત કરો. કાંઇ પણ ગરબડ કે મારામારી ન થાય તેવી રીતે યુક્તિથી પકડજો. શેરખાં એ હુકમ માથે ચઢાવી

પોતે પોતાના થોડાક સરદારો લેઇ ઉપર ચઢીગયો ને બે- ગમનાં માણુસોને હથીઆર છોડી દેવાનું ફરમાવ્યું. તેમણે શેરખાંનું સૈન્ય નીચે ચોગાનમાં એકઠું થએલું જોયું હતું તથા શેરખાંનો એવો દૃઢ હુકમ સાંભળ્યો કે તેમને તાબે થયા વગર બીજો કોઇ રસ્તો જણાયો નહિ. તોપણ તેઓ લઢવૈઆ ને શૂરવીર હતા. બેગમના વિશ્વાસુ ને બેગમને માટે માથું આપે એવા હતા. તેઓ શેરખાંના હુકમની દ- રકાર રાખ્યા વગર હથીઆર લેવા આવનારને ભેટવાને તૈ- યાર થઇ ઉભા. પણુ એટલામાં તેમનો જમાદાર બેગમપાસે જઇ આવ્યો ને તેણે હુકમ કર્યો કે ભાઈઓ! આ વખત આપણે લઢવાનો નથી. બેગમ સાહેબ ફરમાવે છે કે પાદશાહ મારો માલિક છે. એમના હુકમનું અપમાન થાય નહિ, ને એમના સામા થવાય નહિ, માટે એમના ફરમાનને તાબે થવું. એટલું બોલી તેણે પોતાનાં હથીઆર મૂક્યાં કે સઘળાએ એક પછી એક પોત પોતાનાં હથીઆર મૂકી દીધાં. શેરખાં- એ તે કબજે કરી તેમને પાદશાહી ફરમાન પ્રમાણે રજા આપીને તેણે દરબારમાં આવી સઘળાં હથીઆરોનો ઢગલો કરાવ્યો.

સઘળું શાંત થયું એટલે પાદશાહે બલબનખાંને હુ- કમ કર્યો કે તમે દરિઆખાંને શા માટે પકડયો છે તે આ દર- બારના અમીર ઉમરાવોને કહી સંભળાવો. બલબનખાં એ હુકમ સાંભળી ઉભો થયો. ખુદાવંત આપ સાહેબ જાણો- છો કે દરિઆખાં આખા રાજમાં કરતા હરતા છે. આપ ઈશ્વરભક્તિમાં રાત્રિ દિવસ ગાળો છો એટળે દરિઆખાં આ- પનો નજીકનો સગો હોવાથી આપ તેનાપર વિશ્વાસ રાખો એમાં નવાઇ નથી. પણુ આપની આપેલી સત્તાનો એ કેવો અમલ કરે છે? આપના મૂકેલા વિશ્વાસનો એ કેવો ઉપ- યોગ કરે છે, એ વાત આપના જાણ્યામાં ક્વચિતજ આવી હશે. કેમકે આપની હજુરમાં રાજની ખેરસલ્લા કહેનાર એના

વગર બીજો કોઇ નથી. રૈયતને સુખ આપવું કે દુઃખ, ન્યાય આપવો કે અન્યાય, એ એના હાથમાં છે. રૈયતની આબાદી કરવી કે ખરાબી. વેપાર રોજગાર વધારવો કે અટકાવવો એ એના હાથમાં છે. રૈયતપરની વેઠ. લાંચ ને કર અટકાવવા કે વધારવા એ એના હાથમાં છે રૈયતને પાળવી કે મારવી. તેને બેટા બેટી પ્રમાણે ગણવી કે તેનાપર આપખુદ સત્તા વાપરી સ્ત્રીઓની લાજ લૂટવી, એ એના હાથમાં છે. હવે આપ તપાસ કરો કે એમાંની કયી રીતે દરિઆખાં રાજ ચલાવે છે? એ આપનો નજીકનો સગો ને વિસ્વાસુ એટલે અમારામાંથી કોઇની હીંમત એનાં કૃત્યો ઉઘાડાં પાડવાનીઆજ સુધી ચાલી નહિ. પણ અંદરખાનેથી સઘળા જાણે છે. રાજમાં સઘળે સળો લાગેલો છે-અંદરખાને સઘળું ધુમાયા કરેછે, અને કદાચ ગઇ કાલે એને પકડયો નહોત તો એકદમ કયારે ભડકો થઇ ઉઠત તે, અને તેમ થયું હોત તો તેનું કેવું ભયંકર પરિણામ આવત તે કહી શકાતું નથી. આપ સાહેબ કેવી આસ્થાવાળા ઈશ્વરભક્ત છો રૈયતપર આપની કેટલી પ્રીતિ છે. તેમના પર કેવી પિતાની દૃષ્ટિથી જોઇ તેમને પોતાનાં બેટા બેટી પ્રમાણે ગણો છો, રૈયતને સુખી ને આબાદ જોવાને આપ કેવા ઇંતેજાર છો અને તે ઇંતેજારીમાં આપ ઇશ્વરભક્તિમાં નિમગ્ન છતાં પણ કેવા દરરોજ તપાસ કરો છો, એ બાત આપના એકમાર્ગી સ્વભાવને લીધે અને એકાંત વાસને લીધે કોને માલમ છે? જેનાથી આપ તપાસ કરો છો; જેનાપર આપ વિશ્વાસ રાખો છો. તેજ આપને છેતરી આપના જાણ્યા બહાર રૈયતપર જૂલમ ગુજારે છે એ વાત કોના જાણ્યામાં છે ? કોઈનાજ નહિ. એ આપની પાસે દરરોજ આવનાર જનાર અને આપનો નજીકનો સગો ને વિશ્વાસુ એટલે એનાં કૃત્યો આપની મંજુરીથીજ થતાં હશે એમ સઘળા માણસો માને અને તેથી ડરીને આપની

પાસે પોતાનાં દુઃખો જાહેર કરવાની હીમત ન કરેતો એમાં શી નવાઈછે? પણ હવે આપ સાહેબ આ દરબારમા બીરાજેલા અમીર ઉમરાવોને પુછો કે દરિઆખાં આપની પ્રીતિનો ને વિશ્વાસનો કેવો ઉપયોગ કરેછે! (કેટલાક વગર પુછેજ બલખનખાંને આ પ્રમાણે હીમતભેર બોલતો જોઇ તે વખતની રીત પ્રમાણે વચમાં બોલવા જતા હતા પણ બલખનખાંએ પોતાની વાત આગળ ચલાવ્યાથી અટકી પડયા.)

હું પોતે પણ આજ સુધી મુગો રહ્યો હતો. પણ આજથી થોડા રોજપર મારા મિત્ર અને રાજમાં સૌથી વધારે ધનવાન અને આબરૂદાર ઝવેરચંદ મોતીચંદની સ્ત્રીને એણે ફસાવવાને કેટલીક યુક્તિ કરી પોતાને ઘેર જૂલમથી આણી છે. ઝવેરચંદ બે ત્રણ વરસથી જાવે કમાવા ગયાછે. એની સ્ત્રી ગુણસુંદરી સદ્‌ગુણી અને પતિવૃતા છે. તેની દાસી ચંપાને ફોડી, તેની પાસે કેટલાંક કાવતરાં કરાવી તેનાં સાસુ સસરાને ગુસ્સે કર્યા તેથી એ ભોળા માણસોએ એને પીએર વિદાય કરી. રસ્તામાં બંદોબસ્ત માટે પુરતાં માણસો પણ ન મોકલ્યાં. માત્ર એક દાસી, સિપાઈને ગાડીવાન મોકલ્યાં. તે રસ્તામાં જતાં હતાં એટલામાં દરિઆખાંએ કેટલાક માણસો સાથે જઇ પેલા સિપાઇને તથા ગાડીવાનને મારી નાંખ્યા ને એ સાધવી સ્ત્રીને પોતાને ઘેર પકડી ગયો. અને ત્યાં તેના ઉપર બળાત્કાર કરવાને તૈયાર થયો. ગુણસુંદરી કે જેણે કોઇ પરપુરૂષનું મોં સરખું જોયું નથી તે આથી ગભરાઇ. અને છેવટે યુક્તિ કરી તેણીએ મને એક કાગળ લખી તેની દાસી સાથે મોકલાવ્યો. એ કાગળ આપની આગળ રજુ કરૂંછું. એ કાગળ ઉપરથી આખા દરબારની ખાતરી થશે કે આવી પવિત્ર સ્ત્રી ઉપર થયેલો આપના જેવા ઈશ્વરભકત રાજાના રાજમાં આવી જાતનો જૂલમ કોઈનાથી પણ સાંખી શકાય નહિ. જેવા આપ ધાર્મિક પુ-

રૂપછો તેવીજ રૈયત પણ હોવી જોઈએ. તે છતાં તેના ઉપર આવા પ્રકારનો જુલમ થાય તો તે બિચારી શી રીતે સાંખી શકે? અને તે નિરૂપાયે સાંખે તો રાજભકતથી તો તે સંખાયજ કેમ? આપના બમિાટને શૂરવીર સામદોને પણ એવાં દુષ્ કર્મોથી કમકમાટ છૂટયા વગર રહેશે નહિ. (પછી પાદશાહના હુકમથી બલબનખાંએ ગુણસુંદરીનો કાગળ દરબારમાં વાંચી સંભળાવ્યો.) આ પ્રમાણે મારા મિત્રની સ્ત્રીનો કાગળ આવ્યાની ગઈ રાત્રે ગુણસુંદરી ભદ્રકાળીની પુજા કરવા ગઈ હતી ત્યાં જઇને તેને છોડવા માટે દરિઆખાંને કહેવામાં આવ્યું પણ તે કહેતાંમાં તો તેને એનાં માણુસો મારા ઉપર ધસી આવ્યાં. તેમાં પરિણામ એ આવ્યું કે દરીઆખાં અહી રજુ થયોછે ને ગુણસુંદરી ને તેની દાસી મારે ઘેર રાખેલાં છે. હવે એ બાબત યોગ્ય તપાસ કરી હજુરની નજરમાં જે વાજબી લાગે તે પ્રમાણે હુકમ ફરમાવો એવી મારી અરજ છે. એમ કહી તે નીચે બેઠો.

આ હકીકત સાંભળી પાદશાહ દરિઆખાં તરફ જોઇને બોલ્યો કે દરિઆખાં તમારી આ ચાલ જોઇ હું બહુ દીલગીર થાઉંછું આ ઉપરથી જણાય છે કે તમે રાજની પાયમાલી કરી નાંખીછે. પણ એ પ્રમાણે કોઇ દિવસ થવા દેવામાં આવશે નહિ. આજસુધી મેં તમારા ઉપર વિશ્વાસ રાખ્યો અને ભરોંસાથી કામ લીધું પણ તે ભરોંસો રાખવામાં હું ઠગાયો છું. જે રૈયતનું ભલું કરવાને, તેમને પાળવાને, તેમનાં સુખ દુઃખ સાંભળી તેમની દાદ ફરીઆદ લેઇ તેમને વાજબી ઇનસાફ આપવાને તમને મેં નીમ્યા, તેજ રૈયતનું ભુંડું કરી તમે પાયમાલી કરોછો તે સાંભળી મારૂં હૈયું બળેછે. જે રૈયતને તમારે બેટાબેટી ગણવી જોઈએ તેજ રૈયત ઉપર તમે આ પ્રમાણે જૂલમ કરો, ખુન કરો, બળાત્કાર કરો. એ કેટલું ખરાબ કહેવાય? તમારાજ દેખતાં આપણા રાજના

ખેરખાહ બલબનખાંએ તમારા ઉપર આ પ્રમાણે તહોમ-તો મૂક્યાં છે તેનો તમે શો જવાબ આપોછો? એમાં ખરી વાત શી છે તે કહો.

દરિઆખાં બોલ્યો કે સાહેબ મારાપર મૂકેલાં સઘળાં તહોમતો ખોટાં છે. પ્રથમતો ગુણસુંદરીને હું મારે ઘેર જૂલમથી લાવ્યો નથી. એ રાજી ખુશીથી મારે ઘેર આવતી હતી તે દરમીઆન એના સસરાના જાણવામાં આવ્યાથી તેણે એને કહાડી મૂકી એટલે એનાં માણસો સાથે એને ધોળે દહાડે મારા ઘરમાં પેસવું ઠીક નહિ લાગ્યું હોય તેથી એ વાત એણે મને ચંપા સાથે કહાવી. હું તે જતી હતી તે રસ્તે ગયો ને ગુણસુંદરીને લાવ્યો. મેં ખુન કર્યું નથી પણ ગુણસુંદરીને પાછી લાવવા માંડી ત્યારે એનો સિપાઇ સામો થયોને મારાપર ધસ્યો ત્યારે મારો બચાવ કરતાં એ મરાયોછે. એનો ગાડીવાન પણ એજ રીતે મરાયો, પણ તેથી ગુણસુંદરી ઉલટી વધારે ખુશી થઇને મારે ઘેર આવી. ત્યાં એને એક વ્રત હતું તે ઉઝવવાનો ગઇ કાલનો દિવસ હતો. એની મરજી મુજબ એ માતાનું પુજન કરવા ગઇ ને ત્યાં બલબનખાં આવી ચઢયો. એણે મારી પાસેથી બળાત્કારે ગુણસુંદરીને લેઇ જવા માંડી. ગુણસુંદરી મારી મેડીએ ખુ-શીથી રહેતી હતી ને તેને એ બળાત્કારે બહુ ખુબસુરત હોવાથી લેઈ જવા આવ્યો હશે એમ ધારી મેં ના પાડી. તેથી એણે ઉલટો અમારા ઉપર ધસારો કરી મારાં બે ત્રણ માણસો મારી નાખ્યાં ને મને અને મારા બીજા કેટલાક માણસને ઘાયલ કર્યાં ને એ અમને અને ગુણસુંદરીને જૂ-લમથી પકડી લાવ્યો છે. એણે ઉલટો અમારા ઉપર જૂલમ કર્યો તેને બદલે આતો ઉલટો ચોર કોટવાળને દંડે એવું થયું છે. આ મારા જખમો ઉપર આપ વિચાર કરો. આપે મા-રાપર આટલો બધો વિશ્વાસ રાખ્યો, મને આટલી બધી

સત્તા આપી, આટલો બધો તાર્યો ને હુંજ તે વિશ્વાસ તોડીને વિશ્વાસઘાત કરૂં ? આપના સ્વભાવથી હું ક્યાં અજાણ્યો છું! વળી આપ વિચાર કરોકે મારી ખુબીઆત શી ? આપેજ મને નાનાથી મોટો કર્યો છે, આપેજ મને રાંકનો અમીર બનાવ્યો છે, આપની મહેરબાની અથવા કૃપાદૃષ્ટિ એજ મારા જીવતરનો આધાર છે અને આપનોજ વિશ્વાસ તોડીશ. આપના વિશ્વાસ ઉપરતો મારી સઘળી સત્તાનો, સઘળી સાહેબીનો ને સઘળા સુખનો આધારછે અને તેજ હું તોડી આપ મારાપર નારાજ થાઓ એવું હું કરીશ? ત્યારેતો મારા જેવો મૂર્ખ કોણ? મારા જેવો પાપી ને નીમકહરામ કોણ? વળી આપ વિચારો કે મને ગુણસુંદરી જેવી હજાર સ્ત્રીઓ જોઈતી હોયતો નીકા કરવાને કયાં આ દુનીઆમાં ખોટ પડી ગઇ છે કે ઝવેરચંદ જેવા નગરશેઠને રાજના અડીની વખતના બેલીની સ્ત્રીને હું જુલમથી મારા ઘરમાં ઘાલું ? નહિ નહિ સાહેબ. મને એવો નીમકહરામ કે મૂર્ખ ધારશો નહિ. આ બધાનું કારણ કાંઇ બીજુંજ હોવું જોઈએ. મને તો લાગેછે કે આ બધું તર્કટ મને ફસાવવાને એ બલખનખાંએ કરેલું છે. એ સ્ત્રીને પોતાના ઘરમાં ઘાલવાનો એનો વિચાર હશે ને તેથી એ કાગળ પણ એણેજ બનાવ્યો હશે. પણ તેમ કરવા જતાં તો એકદમ એ સ્ત્રી હાથ ન આવી અને હું ઘાયલ થયો એટલે આ વાત આપની આગળ રજુ કરવાની એને જરૂર પડી હશે. પણ જો મેં એને સહીસલામત દેઇ દીધી હોતતો આમાંનું કાંઇપણ બનતજ નહિ. મેં ભૂલ કરી, તેથી મારે આટલે સુધી આવવું પડયું; મારી ફજેતી થઇ, દરબારમાં કેદી તરીકે ઉભા રહેવું પડયું ને દુઃખ વેઠવું પડયું. એ મેં ભૂલ કરી. જો તેમ નહિ થયું હોતતો આપ જાણતજ નહિ ને ગુણસુંદરી બલખનખાંના મહેલમાં સુખ ભોગવત. હવે જે થયું તે ન થયું થતું નથી, પણ ખરી હકીકત

તો એછે, માટે આપની મરજીમાં આવે તેવો હુકમ ફરમાવો, તે માથે ચઢાવવા ખુશીછું. ગુણસુંદરી રાજી ખુશીથી મારે ઘેર આવી, એને મેં મારે ઘેર આવવા દીધી એ, અને એની મરજી પ્રમાણે કરતાં એનો સિપાઇ ને ગાડીવાન અમારો બચાવ કરતાં મરાયા એટલી મારી ભૂલ થઈ તે પણ હું કબુલ કરૂંછું. પણ એ ભૂલની હું માફ માગુંછું. હવે આ કામની વધારે હા હો ન થાય તો ઠીક. કેમકે આપ જાણોછો કે રાજમાં જેનાં માન મરતબો નથી તેનું વજન નથી. અને વજન વગર રાજ ચાલેજ નહિ. વજન વગરના માણસનો હુકમ કોણ માને ? વળી રાજ ચલાવવામાં કેટલું જોખમછે ? ગમે તેવો વાજબી ઇનસાફ આપતાં પણ બેમાંથી એક જણ તો નારાજ થાયજ. એ પ્રમાણે ઘણા નારાજ થએલા માણસો આ રાજમાં મારા દુશ્મનો પણ હશે. એવા માણસો આ પ્રમાણે મારી ફજેતી થવાથી રાજમાં ઘણાને ભમાવી મારા ઉપર તેમને બે દીલ કરશે. અને તેનું પરિણામ ખરાબી વગર બીજું આવવાનું નથી. માટે મહેરબાની કરીને મને આબરૂભેર ઘેર જવાદો, ને બલબનખાની મરજીમાં આવે તેમ ગુણસુંદરીનું કરવા દો. મારે એમાં કોઈ જાતનો વાંધો નથી. હું આ વખત એવી સ્થિતિમાં આવી પડયો છું કે આ બધાં કાવતરાં શા માટે થાય છે તે કહેવાથી આપ માનો તેમ નથી. પણ આપ મને છૂટો કરશો એટલે બલબનખાં માટે મારે જે જે કહેવાનું છે, તે કહીશ ને આપની ખાતરી કરીઆપીશ કે એ કેવો ભલો માણસ છે! એટલું બોલી તે બોલતો બંધ થયો.

દરિઆખાં જે જે બોલ્યો તે પાદશાહે ધ્યાન દેઇ સાંભળ્યું. પણ પાદશાહ એ દલીલોથી અજાણ્યો નહોતો. દરિઆખાંના બોલવા ઉપર એને ભરોંસો ન આવ્યો. ગુણસુંદરી રાજી ખુશીથી દરિઆખાંને ઘેર જાય ને બલબનખાં આવો

કાગળ કૃત્રીમ બનાવે એ બધું શક પડતું લાગ્યું. વળી ગમે તો ગુણસુંદરી રાજી ખુશીથી દરિઆખાંને ઘેર આવી તોપણ એણે એને રાખી શા માટે ? વ્યભિચારી હોય છે તે માણુસો લુચ્ચાં, જુઠા, ને પાપી હોયછે. તેને પાપને પુન્ય, ન્યાયને અન્યાય કાંઇ હોતું નથી. એવા કામાંધ માણસો ખૂન કરવાને પણ બીતા નથી. તેમ ખુદાનો ડર પણ તેમને હોતો નથી. આવા આવા વિચારથી તેના મનમાં દરિઆખાંના બોલવા ઉપર ઇતબાર આવ્યો નહિ. તેથી વધારે તપાસ કરી ખરૂં શું છે તેની ખાતરી કરવાનો એણે નિશ્ચય કર્યો ને ગુણસુંદરી, ગુલાબ, ચંપાને મોતીચંદશાહને બોલાવવાનો હુકમ કર્યો.

બલમનખાંએ કહ્યું સાહેબ આ ભરી કચેરીમાં ગુણસુંદરી જેવી પતિવ્રતા સ્ત્રીને ઉભી રાખો એ ઠીક નહિ. એ પર પુરૂષનું મોં સરખું પણ જોતી નથી. આપ તો એના પિતા તુલ્યછો, પણ ભર્યા દરબારમાં એવી સાધવી સ્ત્રીને ઉભી રખાય નહિ, માટે એને પડદામાં રાખવી જોઇએ. ગુલાબને ચંપા તો દાસીઓછે એમને માટે કોઇ જાતનો વાંધો નથી. પડદામાં રાખેલી સ્ત્રી ગુણસુંદરીજ છે કે નહિ તેની આપને ખાતરી કરવી હોય તો એના પર રૂઠેલા એના સસરાને પુછજો. એના સસરા એના સ્વરથીજ ઓળખશે, અને તેથી ખાતરી નહિ થાય તો એ પડદામાં નજર કરી ભલે ખાતરી કરી લેઇ આપને ખરી વાત જાહેર કરે. આ વાત પાદશાહને ગળે ઉતર્યાથી દરબારમાં એક પડદો નખાવ્યો. એટલામાં ગુણસુંદરી, મોતીચંદશાહ, ગુલાબ, ને ચંપા આવી પહોંચ્યાં. કચેરીમાં આવી પાદશાહને સલામ કરીને મોતીચંદશાહ બેઠા, ને ગુલાબ ને ચંપાને જુદાં જુદાં ઓરડામાં રાખ્યાં ને ગુણસુંદરીને પડદામાં ઉભી રાખી. એટલે પાદશાહે મોતીચંદશાહ તરફ ફરીને કહ્યું કે શેઠજી આ પડદામાં કોણ છે તે મને કહો. શેઠે અંદર જઇ જોયું તો ગુણસુંદરીને દીઠી એ-

ટલે શેઠ તેને કહેવા લાગ્યા અરે વહુ તું અહીં ક્યાંથી? તમેતો પીયર મોકલી હતીને. મારો શમશેરખાં ને રઘનાથ (ગાડીવાન) કયાં ગયા? એ વાત સાંભળી કે પાદશાહે શેઠને બહાર બોલાવી લીધા. તેની ખાતરી થઇ કે પડદામાં રાખેલી સ્ત્રી તે ગુણસુંદરીજ છે. તેથી તે પડદા તરફ જોઇને બોલ્યો. ગુણસુંદરી તને આ પાદશાહની કચેરીમાં બોલાવી છે. અહીં હું પાદશાહ તારા બાપને ઠેકાણે છું. તારા સસરા બેઠેલા છે. અને આ બધા અમીર ઉમરાવો તારા ભાઇ તુલ્ય છે. માટે હું જે પુછુંછું તે સાચે સાચું કહેજે. સાચાનો બેલી ઈશ્વર છે ને સત્યનું પરિણામ સત્યછે માટે જુઠું બોલીશ નહિ. જેવું હોય તેવું કોઇની પણ શરમ કે બીક રાખ્યા વગર કહેજે કે, તું દરિઆખાંને ત્યાં શા માટે ગઇ ને શીરીતે ગઈ? તથા તને માતાના દેરામાંથી છોડાવી લેઈ જનાર બલબનખાં તને શાથી લેઇ ગયો, એ બધી વાત શરૂઆતથી કહી દે.

ગુણસુંદરી શરમાઈને ધીમે સાદે બોલવા લાગી એટલે સઘળા શાંત થઇ એક ચીતે સાંભળવા લાગ્યા. તે બોલી સાહેબ, મારા સ્વામિના જાવે ગયા પછી હું પતિવૃતાના ધર્મ પ્રમાણે મારા દિવસ નિર્ગમન કરતી હતી. એટલામાં એક દિવસે મારી મેડીએ કેસર નામે માળણ આવી. તે મને ભોળવવાને અને દરિઆખાં ઉપર પ્રીતિ બાંધવાને કહેવા લાગી. દરિઆખાંના જૂલમની વાત મેં મારી દાસી ગુલાબથી સાંભળેલી તેથી હું તેનું નામ સાંભળતાંજ ગુસ્સે થઈ ગઇ ને તેને લાત મારી કહાડી મૂકી. પણ કેટલાક દિવસ પછી તે બીજી વાર આવી, ને તે ગઇ કે તુરત મારો સાસરો ને સાસુ આવ્યાં, તેમણે દરિઆખાંની છબી, એક રૂમાલને તેની વીંટી એટલું મારી મેડીપરથી કહાડયું. એ ક્યાંથી આવ્યું ને શી રીતે આવ્યું તે મારા જાણવામાં નથી. પણ તે દેખી મારા સસરા મારાપર ઘણા ગુસ્સે થયા ને મને એક સિપાઈ

તથા ગાડી આપી મારે પીયર જવા વિદાય કરી. અમે એકાદ ગાઉ ગયાં એટલામાં દરિઆખાંને કેટલાક સવારો આવી પહોંચ્યા. હું દરિઆખાંને ઓળખતી નહોતી ને મેં તેને દીઠો પણ નહોતો. માત્ર મારા સમશેરખાંએ દરિઆ-ખાંને કહ્યું કે "દરિઆખાં આતો મારા શેઠની વહુને હું આ-ગરે મૂકવા જાઉંછું માટે પાછા જાઓ" આટલું મેં સાંભળ્યું તેથી મેં જાણ્યું કે એ સવારો લેઇ આવનાર દરિઆખાંછે. મારા માણસે ના કહ્યાથી તેણે એને મારી નાંખ્યો. હુંતો એ ફમકમાટી છૂટે એવો બનાવ જોઈ મૂર્છિત થઇ ગાડીમાં પડી તેથી તે પછી શું થયું તે મારા જાણવામાં નથી. પણ રાત્રે જાગી ત્યારે ભાન આવ્યું કે હુંતો દરિઆખાંના ઘરમાં કેદ પડીછું. સવારમાં દરિઆખાં આવ્યો ત્યારે મારૂં પતિ-વૃત ભંગ ન થાય માટે મારી વિશ્વાસુ દાસી ગુલાબે દરિ-આખાંને મારા અબોલાવૃત્તનું બહાનું કહાડી ગઇ કાલ સુધીની મુદત માગી. એ મુદત પુરી થવા આવી પણ મારો છૂટકો થવાનો કાંઈ ઉપાય ન સુજ્યો ત્યારે ગઇ કાલે સવારમાં લીંબુના રસથી એક કાગળ લખીને મેં મારી દાસી સાથે બલબનખાં ઉપર મોકલ્યો. કેમકે ત્યાં શાહી ક્યાંથી લાવું? તે સાથે એક બીજો કાગળ પણ એજ રીતે મારા સ્વામિ-પરનો લખીને તેમને મોકલ્યો હતો કે કદાચ બલબનખાં મદદ કરી ન શકે ને મારે આપઘાત કરવો પડે તો એ કાગળ મારા સ્વામિને આપે. એમ કરવાની મતલબ એટલીજ કે તેમના મનમાં હું નિર્દોષ છું ને જૂલમ થવાની વખતે આ-પઘાત કરીને મરણ પામીછું. એવી એમની ખાતરી થાય. એ બંને કાગળ મારી દાસી લેઇને બલબનખાંને આપી આવી. ગઇ કાલનો દિવસ મારા વૃત્તનો છેલ્લો દિવસ હતો તેથી માતાજીના પુજનનું બહાનું કહાડી હું શહેર બહાર ગઈ. ત્યાં પણ એ મારી સાથે કેટલાક માણસો લેઇ આવ્યો હતો. હું

પુજન કરતી હતી એટલામાં બલબનખાંએ માતાજીનું બારણું ઠોક્યું. મારી દાસીએ તેમનો સાદ ઓળખ્યાથી બારણું ઉઘાડયુંને અમને એમને ઘેર લેઇ ગયા. ત્યાંથી હમણાં આપની પાસે બોલાવી. એજ મારી હકીકત છે. મારા ઉપર દરિઆખાંએ જૂલમ કર્યો નથી. પણ કરવા આવેલો તેમાંથી હું મારી દાસીની સમયસૂચકતાથી બચી ગઇ. પણ જો તેવો પ્રસંગ આવ્યો હોતતો હું તેજ વખતે આપઘાત કરી મરણ પામત. ત્યારે તો હું આ દરબારમાં આપની હજુર આપવા પણ શાની પામત? હવે મારી અરજતો એટલીજછે કે મને નિર્દોષ ઠરાવી મારા સસરાજીને ઘેર વિદાય કરો.

ગુણસુંદરીની સાદી હકીકત સાંભળ્યાથી પાદશાહના ને દરબારીઓના મનમાં તે વાતના ખરાપણા વિશે ખાતરી થઇ. પણ તેની મેડી ઉપર રૂમાલ, વીંટી ને છબી શી રીતે આવ્યાં તે જાણવું જોઇએ. પાદશાહે ગુલાબને બોલાવી તેને પુછવા માંડયાથી તેણે પણ ગુણસુંદરીએ જેવી હકીકત કહી હતી તેવીજ હકીકત કહી સંભળાવી. તેને ફરીને પુછતાં તેણે કહ્યું કે અમારે ત્યાં ચંપા કરીને દાસી હતી તે લોભી હતી. તે કેસરની પાડોશમાં રહે છે ને કેસર બે વાર અમારી મેડીએ આવેલી હતી તેથી મને શક જાય છે કે એ બંને જણીએ મળીને એ કાવતરૂં કરેલું હશે. મેં જ્યારે બલબનખાંને કાગળ આપ્યો ત્યારે તે વાંચ્યાથી એમને બહુ દયા આવી અને મને કહ્યું કે તું જઇને તારી બાઇને કહે કે ગમે તેટલું જોખમ ખેડીને અને ગમે તેમ કરીને પણ હું આજે દહેરામાંથી તારી બાઇનો છૂટકો કરીશ.

હવે પાદશાહને કેસર માળણની જુબાની લેવાની જરૂર જણાઈ તેથી તેને પણ બોલાવી દરબારમાં ખડી કરી. બધા દરબારીઓ એ લુચ્ચી માલણને ઓળખતા હતા. કેસર દરબારમાં આવીને ઉભી રહી. પણ તે થરથર કંપવા લાગી.

આસપાસ જુવે છે તો દરિઆખાંને કેદી તરીકે ઉભો રાખેલો જોયો ને ગુણસુંદરીને પડદામાં જોઇ. તથા પાદશાહ, દરબારીઓ વગેરે સઘળા ઉમદા પોશાક પહેરી બેઠેલા પોતાની તરફ દૃષ્ટિ કરતા જોયા. કેસરને પોતાનું સઘળું પાપ નજરે પડયું. પાદશાહે તેના સામું જોઇ કહ્યું કે તેના હાંજા નરમ પડી ગયા. તેના કપાળે તસીવા છૂટ્યા. તેને પોતાના બુરા કર્મનો પસ્તાવો થવા લાગ્યો. પાદશાહ શું કરશે ને મારૂં શું થશે તેનો તેને અદેશો પડ્યો. પાદશાહ બોલ્યો, કેસર! તને જે પુછવામાં આવે તે સાચે સાચું કહી દજે. જુઠું બોલીશ તો તારૂં મોત આવ્યું જાણજે. નાનાકે મોટા કોઇની પણ દરકાર રાખ્યા વગર સાચે સાચું કહેજે. મારો સગો દીકરો હોય તેનો પણ ભો રાખીશ નહિ. દરિઆખાંએ જાણ્યું કે હવે આપણું આવી બન્યું, તેથી તે વચમાં બોલાવા જતો હતો, પણ પાદશાહે તેને અટકાવ્યો. પાદશાહે કહ્યું કે કેસર આ પડદામાં રહેલી બાઇને તું ઓળખે છે અને એ બાઇને ત્યાં તું કોઇવાર ગઇ હતી? કેસરે કહ્યું સાહેબ એ બાઇ આ મોતીચંદશાહશેઠના દીકરા ઝવેરચંદની વહુ ગુણસુંદરી છે. અમે માળીનો ધંધો કરનારાં એટલે એને ત્યાં હું ફુલ આપવા તો ઘણીએ વાર ગઇ હોઇશ. પાદશાહે કહ્યું તું સીધો જવાબ આપ. ઝવેરચંદના જાવે ગયા પછી ગુણસુંદરીની મેડીએ તું કેટલી વાર, ક્યારે ને શા માટે ગઈ હતી? કેસરે કહ્યું બે વાર ગઇ હતી. એક આજથી આશરે વીશ પચીસ દિવસ ઉપર હું ફુલ આપવા ગઇ હતી. પાદશાહે કહ્યું એ ફુલ એણે લીધાં હતાં? કેસરે કહ્યું ગુણસુંદરી બોલી કે ઝવેરચંદના જાવે ગયા પછી હું ફુલ લેતી નથી માટે પાછાં લેઇજા, એમ કહી લીધાં નહિ. પાદશાહે કહ્યું જ્યારે એણે લીધાં નહિ ત્યારે તું બીજીવાર શા માટે ફુલ આપવા ગઇ? કેસરને કોઈ ઉપાય સુજયો નહિ. તેણે કહ્યું હું તો ફુલની

છાબ લેઈ એને મળવા ગઇ હતી. પાદશાહે કહ્યું કે ઝવેરચં-
દને ગયાં ત્રણ વરસ થયાં તેમાં તું એકેવાર ગુણસુંદરીને મ-
ળવા ન ગઇ ને છેલ્લા પચીસ દિવસમાં બે વાર ગઈ!! વળી
તે ફુલતો લેતી નહોતી!! માટે તું ગુણસુંદરી પાસે જવાનું
ખરૂં કારણ છુપાવે છે એવી મારી ખાતરી થાય છે. તું સાચું
બોલ નહિ તો તારૂં મોત જાણજે. જેવું હોય તેવું કહી દે
કે તને ત્યાં કોઇએ મોકલી હતી કે નહિ અને શા માટે મો-
કલી હતી? આ સવાલથી તેને ગભરામણ થવા લાગી. તે
ગલ્લાં તલ્લાં મારવા લાગી. બોલતાં બોલતાં અચકવા લાગી.
પણ પાદશાહની આંખ ફરેલી જોઇ તે ધ્રુજવા લાગી. તેથી
તેને સાચું બોલ્યા વગર છૂટવાનો ઉપાય સૂજ્યો નહિ.
તે બોલી સાહેબ મારા ઉપર ગુસ્સે થશો નહિ. હું સાચે
સાચું કહી દેઉંછું. આ દરિઆખાં બાઇએ મને એ બાઈને
ફોડવા માટે મોકલી હતી. તેથી પહેલી વાર ગઈ, પણ એ
બાઇએ તો મારાપર ગુસ્સે થઈ મને લાત મારી કહાડી
મૂકી. પછી બીજી વાર મને એક વીંટી, રૂમાલ, ને છબી
આપ્યાં તે મૂકવા ગઈ હતી તે હું મૂકી આવી.. પાદશાહે
કહ્યું તારી સાથે બીજું કોઈ સામેલ હતું કે તું એકલીજ
હતી. સાહેબ મારી પાડોશણ ચંપા કરીને એ બાઇની દાસી
છે તેને અમે લાલચ આપી ફોડી હતી, તે દાસીએ માથે
લીધું હતું કે ગુણસુંદરીના સાસુ સસરા ગુસ્સે થાય એવી
યુક્તિ કરીને એ બાઇને બહાર કહાવી મૂકવી ને તેમાં ફતેહ
મળે તો તરત દરિઆખાંને ખબર આપવી. આ વગર બીજું
કાંઇ હું જાણુતી નથી.

પાદશાહના કહેવાથી ચંપાને કેસરની જગાએ ઉભી
રાખી. ચંપાએ પાદશાહની કચેરી કોઇવાર જોઇ નહોતી તેથી
તેના તો ગાળા નરમ પડી ગયા. દરબારમાં ચાલતી તપાસ
વિશે તેને મનમાં તરેહવાર વિચારો આવવા લાગ્યા. એ-

ટલામાં પાદશાહે કહ્યું આ દરબારમાં તને જે પુછવામાં આવે તે સાચુંજ કહેજે. જો જુઠું બોલી તો સખત સિક્ષાને પાત્ર થઇશ. હવે કહે કે આ દરિઆખાંને તું ઓળખેછે? એના ને ગુણસુંદરીના સંબંધમાં તું જેટલું જાણતી હોય તેટલું બધું સાચે સાચું કહી દે. જુઠું બોલીશ તો ઉગરવાની નથી માટે સત્ય બોલજે. ચંપા બોલી સાહેબ એમાં મારો વાંક નથી. મને બોલાવીને કેસર, દરિઆખાં પાસે લેઈ ગઇ ને ત્યાં મને લાલચ આપી કે તને આટઆટલું આપીશું ને તું અમારૂં આટલું કામ કરજે, તે ઉપરથી મેં તો કર્યું. પાદશાહે કહ્યું પણ તેં શું કર્યું? તેણીએ કહ્યું સાહેબ કેસર ગુણસુંદરીની મેડી ઉપર રૂમાલ, વીંટી ને છબી મૂકી આવી એટલે તેમના સમજાવ્યા પ્રમાણે હું મારી શેઠાણીને કહી આવી કે ગુણસુંદરીને અને દરિઆખાંને પ્રિતી છે, તેને ત્યાં જતાં મેં જોઈ હતી, ને તેની મેડી ઉપર આજે મેં છબી દીઠી. તે વાત શેઠાણીએ શેઠને કહ્યાથી શેઠે ત્યાં જઇ તપાસ કરી તો કેસરનાં મૂકેલાં રૂમાલ, વીંટી ને છબી નીકળ્યાં. એ વીંટી ઉપર દરિઆખાંનું નામ હતું ને છબી પણ દરિઆખાંનીજ હતી, તેથી તેમણે ગુસ્સે થઇ ગુણસુંદરીને એક સિપાઇ આપી ગાડીમાં એને પીયર વિદાય કરી. એટલે એ વાત હું દરિઆખાંને કહી આવી. એ દરિઆખાંએ મને ઇનામ આપ્યું તે લેઇને હું ગેર ગઇ, એટલીજ મારી હકીકત છે.

હવે પાદશાહે મોતીચંદશાહ શેઠને પુછ્યું કે કેમ શેઠ, ચંપા જે વાત કહે છે તે તમારા જાણવામાં છે? મારી રૂબરૂ જે તપાસ થઈ તે ઉપરથી તમારી ખાતરી થાય છે કે ગુણસુંદરી નિર્દોષ છે? હવે તમને ગુણસુંદરી માટે કાંઇ શક રહે છે! શેઠ બોલ્યા, સાહેબ એમાં શક શાનો છે? એ રાંડ ચંપાએ અને કહ્યું ને તેનો પુરાવો મેડી ઉપર મળ્યો એટલે હું ગુસ્સે થઇ ગયો. એ બાપડી ઘણુંએ કરગરવા લાગી, ઘણુંએ કલ્પાંત

કર્યું, મને ઘણીએ આજીજી કરીને ગુસ્સે થવાનું કારણ પુછવા માંડયું, એ ઘણુંએ રડવા લાગી, પણ મેં ગુસ્સામાં કાંઇ સાંભળ્યું નહિ કે જોયું નહિ. એનો દયામણો ચે'રો હમણાં મને યાદ આવે છે ને મને એમ થાય છે કે, એનો ચે'રો યાદ આવ્યાથી હમણાં મને દયા આવે છે ને તે વખતે કેમ ન આવી? પણ તે વખતે તો મારો મિજાજ મારે કબજેજ ન રહ્યો. હું ક્રોધમાં આંધળો ભીત બની ગયો, મને એનો દયામણો ચે'રો પાપી જણાયો અને એકદમ અવિચારમાં એને વિદાય કરી દીધી. પણ હવે મને બહુ પસ્તાવો થાય છે. મેં એક દાસીના કહેવા ઉપર ભરોંસો રાખીને રૂમાલ, છબી ને વીંટીની કાંઇપણ તપાસ કર્યાં વગર તથા એ બાપડી ઘર બહાર જતી નથી, કોઇ પરાયા પુરૂષનું મોં જોતી નથી ને પતિવ્રત્ત પાળીને રહે છે, રાતે તો તે જવાનું ધારે તોપણ જઇ શકે તેમ નથી એવો ચોકીનો બંદોબસ્ત છે, તે છતાં અવિચારે મેં એ નિર્દોષ અબળાને દોષિત ઠરાવી. ધિક્કાર છે મને. હવે હું વહુને શું મોં બતાવીશ અને મારો વહાલો દીકરો પરદેશથી આવશે ને આ વાત જાણશે ત્યારે તેને હું શો જવાબ આપીશ? એમ કહી બલબનખાંને કહેવા લાગ્યા કે સાહેબ આપની દોસ્તી હક છે. ધન્ય છે આપને કે આપે મારા ઘરની જતી આબરૂ રાખી. મિત્ર હોય તો એવાજ હજો. મારા અવિચારથી તથા ઉતાવળીઆ ક્રોધી સ્વભાવથી બાપડી ગુણસુંદરીને કેટલું સોસવું પડયું, અને તમારા જેવા બહાદુર અને મિત્રાઇનો હક સાચવનાર નહિ હોત તો એનું કેવું માઠું પરિણામ આવત? અરેરે! મેં કેવી મૂર્ખાઇ કરી? એમ કહી મોતીચંદશાહ પસ્તાવા લાગ્યા. વગર વિચારે સાહસ કરનારને હમેશાં એજ રીતે પસ્તાવું પડે છે.

આ પ્રમાણે બધી વાત ઉઘાડી થયાથી દરિઆખાં લેવાઇ ગયો.

તેના પાપનો પૂરો ભરાયલો ઘડો ફુટયો. તેના હોશ ઉડી ગ-યા. તેના મુખ ઉપરનું તેજ જતું રહ્યું. થોડી વારમાં તેનાં રૂપ રંગ બદલાઇ ગયાં. કાલે જે ગુણસુંદરીને વાઘ કરતાં પણ વધારે વિક્રાળ લાગતો હતો તે હમણાં બકરી જેવો થઈ ગયો. આજસુધી જે પાદશાહની મુછનો વાળ થઇ ફરતો હતો તેના મનમાં હવે પોતાની જીંદગી વિષે પણ અંદેશો આવવા લાગ્યો. જે પાદશાહની તે મોટી મહેરબા-ની ભોગવતો હતો તે, હવે તેને જીવતોજ મૂકશે કે નહિ, તેનો તેને શક થવા લાગ્યો; કેમકે પાદશાહની આંખો ગુસ્સામાં રાતી ચોળ થઇ ગઈ હતી. પાદશાહ રૈયતને પોતાની બેટા બેટી પ્રમાણે ગણે તેવો હતો. રૈયતપર દુઃખ પડતું દેખે તો તેનું દિલ દાઝી જાય એવો તે દયાળુ હતો. પણ એ દુઃખ તેના જાણવામાં આવ્યું નહોતું. બેગમનાપર પાદ-શાહની પ્રીતિ હોવાથી અને દરિઆખાં બેગમનો ભાઈ હો-વાથી તેના ઉપર એણે વિશ્વાસ રાખ્યો હતો. અને પોતે ઇશ્વર ભક્તિ કરતો હતો. પણ દરિઆખાં એ વિશ્વાસનો લાભ લેઇ મરજી મુજબ રૈયતને પીડતો અને જુલમ કરતો. તથા દરરોજ રાત્રે પાદશાહને ખબર આપતો કે રૈયત સુખી ને આ-બાદ છે, તેમને ઇનસાફ મળે છે, જૂલમ થતો નથી અને રૈયતમાં શાંતિ છે. ભોળો પાદશાહ દરિઆખાના બો-લવા ઉપર વિશ્વાસ રાખી આજસુધી ભોળવાયો. માણસ માત્ર ભૂલથી ભરેલું છે અને તે પ્રમાણે નાસરૂદ્દીનનામાં પણ એ એક ખામી હતી. પણ હવે તેની આંખો ઉઘડી. હવે દરિ-આખાંની પાપી ચાલ તેને જણાઇ આવી. તેની આપેલી ખ-બરો સઘળી ખોટી હતી, એવી તેની હવે ખાતરી થઇ. દરિઆખાં પંડેજ જૂલમને અન્યાયનો કરનારો હતો એવી તેની તસલ્લી થઇ. ખરેખરૂં પણ તેમજ હતું. રૈયત ઉપર બે સુમાર દુઃખ પડતાં હતાં ને તેથી દેશમાં શાંતિનો ભંગ થયો હતો. હામ

હામ અન્યાય, જૂલમ ને લાંચ પસરી ગયાં હતાં. અને તેથી સઘળી રૈયત નારાજ થયાથી રાજમાં મોટી ઉથલ પાથલ થવાને વાદળું ઘેરાયું હતું અને આ વખતે પાદશાહ જાગ્યો નહોત તો દરિઆખાં ને પાદશાહ બંને તે તોફાનમાં તણાઈ જાત. પણ સારે નસીબે બલબનખાંની હોંશીઆરીથી અને હીમતથી પાદશાહ જાગૃત થયો. તેણે જાતે તપાસ કરીને પોતાની ખાતરી કરી. હવે એમાં કાંઇ પણ શક રહ્યો નહોતો. હવે આ કામનો કેવો ઇનશાફ આપવો તેનો પાદશાહ વિચાર કરવા લાગ્યો.

. પોતાના સસરાના બોલ સાંભળવાથી અને ચંપાને કેસર સાચું બોલ્યાથી ગુણસૂંદરીને ખાતરી થઇ કે આપણા ઊપરનું આળ ગયું ને હું સઘળાની નજરમાં નિર્દોષ ઠરી છું. એટલે હવે તે માત્ર પોતાના સસરા સાથે પાછી પોતાની મેડીએ જવાની રાહ જોતી હતી. બલબનખાંની પણ ખાતરી થઇ કે મેં જેને માટે આટલી મહેનત કરીને જોખમ ખેડયું, તે ખરીજ નિર્દોષ છે, ને એક અબળાને વિકાળ સિંહના પંજામાંથી હું છોડાવી લાવ્યોછું. અને મારો મિત્રધર્મ બરાબર બજાવ્યો છે એમ વિચાર્યાથી તેના મનમાં બહુ સંતોષ થયો, હવે એ પણ શાંત મનથી એ સાધવી સ્ત્રીને ફસાવનારને શી સજા થાય છે તે, પાદશાહને મોઢેથી સાંભળવાની રાહ જોતો હતો. સઘળું ચુપાચુપ હતું. દરિઆખાં પણ મુંગે મોંઢે પોતાને શો હુકમ થાવછે તે સાંભળવાને પાદશાહ તરફ દયામણે ચે'રે હાથ જોડી જોઇ રહ્યો.

પાદશાહ દરિઆખાં તરફ ફરીને બોલ્યો, કેમ દરિઆખાં હવે તારા બચાવમાં કાંઇ બોલવાનું છે? આ તારી આંખે જોયું ને કાને સાભળ્યું તેમાં કાંઇપણ ખોટું હોય—ખોટું પાડવાને તારી પાસે પુરાવો હોયતો કહે. પુરાવા વગર માત્ર મોંઢાના બોલ હવે હું માનનાર નથી, અને જો એ વાત

સાચીજ હોય—ને હું માનુંછું કે તે સાચીછે—તો એક જુઠું છુપાવવાને બીજું જુઠું ને તે છુપાવવાને ત્રીજું એમ, જુઠું બોલી નકામો પરમેશ્વરનો વધારે ગુનેગાર થઈશ નહિ. જેટલો થયોછે તેટલો ગુનો ઓછો નથી. પણ જો એ વાત જુઠી હોય—બનાવટ હોયતો તારા બચાવમાં જે પુરાવો આપવો હોય તે કહે. હું સાંભળવાને તૈયારછું. પણ દરિઆખાં શું બોલે? તે કાંઈજ બોલી શકયો નહિ. તેણે જાણ્યુંકે હવે જુઠું બોલેલું ચાલવાનું નથી. સઘળું પાપ ખુલ્લું થઇ ગયું છે. હવે વધારે જુઠું બોલીશું તો પકડાઇશું ને ઉલટો પાદશાહ વધારે ગુસ્સે થશે તો વધારે સજા કરશે, તેથી તે બોલ્યો સાહેબ, જે થયું તે ન થયું થવાનું નથી. પણ જો આટલી વખત માફ કરોતો હું કોઇવાર હવે ફરીને આવો વખત નહિ આવવા દેઉં. હું બહુ સંભાળીને સાચવટથી ને ન્યાયથી ચાલીશ. હવે આપને ઠપકો આપવાનો વખત નહિ આવવા દેઉં. માટે મારા ઉપર દયા કરીને આટલી વાર ઉગારો. એમ કહી તે બહુ ગળગળો થઈ ગયો. તેથી મોતીચંદશાહ, ગુણસુંદરી વગેરે ભલાં ને કાચા હૈયાનાં માણસને બહુ દયા આવી. દરિઆખાં જેવા પાદશાહના માનીતાનો આવો વખત આવેલો જોઈને પણ કેટલાક કાચા દીલના માણસોને દયા આવી. તે એટલે સુધી કે જો પાદશાહની લગારે રહેમ નજર દેખે તો તેઓ પણ એને માફ કરવાને અરજ પણ કરે. પણ પાપી દરિઆખાંના પાપકર્મનો ખુલ્લા દરબારમાં ખુલાસો થઈ ગયો અને પોતાનો ગુનો એ પાપીનેજ કબુલ કરવો પડયો તેથી પાદશાહની આંખો લાલચોળ થઇગએલી હતી, એટલે કાંઇ બોલવાની તેમની હીમત ચાલી નહિ.

પ્રથમ તો દરિઆખાં બેગમનો ભાઈ હતો તેથી તેને શીક્ષા કરવામાં પાદશાહના મનમાં ગડભાંગ થવા લાગી. તેને બેગમની પ્રિતી આડે આવી, પણ તેના ગુનાહ તરફ જોતાં

અને રૈયતના દુઃખ તરફ નીગા પહોંચાડતાં તેને ભારેમાં ભારે શિક્ષા કરવાનો વિચાર આવવા લાગ્યો. ખરો ઇનસાફ આપવામાં ઘરમાં કંકાસ ઘાલીને દુઃખ ઊભું કરવાનું છે, બાકી બેગમ કાંઇ તોફાન તો કરી શકે તેમ નથી કેમકે એ વાતનો તો બંદોબસ્ત પાકો કર્યો છે. પણ ઇનસાફ આપ્યા પછી બેગમ કરગરશે ત્યારે કેમ થશે? આવા આવા ભિન્ન ભિન્ન વિચારો આવવા લાગ્યા પણ છેવટે તેના મનમાં રૈયતપરનો પ્રેમ પ્રબળ થયો. બેગમની પ્રીતિની ખાતર કે ઘરમાં કંકાસ થાય તેની ખાતર ગેરઇનસાફ કરી, એ પાપીને છોડી મૂકું ને રૈયતને દુઃખમાં રીબાવા દેઉં તો ખુદાનો હું ગુનેગાર થાઊં. વાજબી કામ કરનાર ને નેકીથી ચાલનારજ પરમેશ્વરને વહાલો છે. માટે ઇનસાફ તો વાજબીજ આપવો. એમ વિચારી બધા પુરાવા અને બનાવ ઉપર એકવાર ફરીને ગંભીરતાથી મનન કરીને તથા પોતાના મૂખ્ય સામતોની ખાનગીમાં સલાહ પૂછીને છેવટે પાદશાહ ખોંખારીને હુકમ સંભળાવવા મંડયો એટલે સઘળો દરબાર એકી નજરે જોવા લાગ્યો.

દરિઆખાં રાજનો નજીકનો સગો છતાં ન્યાયની ખાતર તેની ખુલ્લા દરબારમાં તપાસ ચલાવતાં તે નીચેના ગુનાનો તકસીરવાન ઠરેછે.

રાજનો વહિવટ ચલાવવા તેના ઉપર રાજ તરફથી જે વિશ્વાસ મૂકવામાં આવ્યો તેનો તેણે ગેરઉપયોગ કર્યો અને રાજનો પોતે ધણીરણી હોય તે પ્રમાણે તેણે પ્રજા ઉપર કૂલ અખત્યાર ચલાવ્યો, ને તેમાં તેણે પ્રજાને અસહ્ય દુઃખ દીધું. એટલે તેણે વિશ્વાસઘાત કર્યો એટલુંજ નહિ પણ પોતાનો રાજધર્મ ઉલંઘી રૈયત ઉપર જૂલમ ગુજાર્યો.

રાજતરફથી જ્યારે જ્યારે પ્રજાના સુખ દુઃખની હકીકત તેને પૂછવામાં આવતી ત્યારે તે ઘણીજ દુર્દશામાં છતાં તે

આબાદ ને સુખીછે એવી ખોટી વર્ધી આપતો તેથી એણે રાજને છેતરી ખોટી હકીકત આપ્યાની મોટી તકસીર કરી છે.

મોતીચંદશાહ જેવા ધનાઢ્ય શાહુકારના ઘરની સ્ત્રીને ફસાવવા અણઘટતા નીચ ઉપાય લીધા તથા તેમાં પૈસાની લાલચો આપી બીજા માણસો પાસે પોતાના અમલના તોરથી ગુના કરાવ્યા અને એક અનાથ અબળાને ભયંકર દુઃખમાં મૂકી એ પણ એક મોટો ગુનો કર્યોછે.

સતિ ગુણસુંદરીને તેના સસરાએ એક સિપાઇને ગાડીવાન સાથે પીયર વિદાય કરી ત્યારે રસ્તામાંથી ગુણસુંદરીને પકડી લાવવામાં ધોળે દહાડે રાજની સેંથી બે માણસોનાં વિના અપરાધે ખૂન કર્યાં. ખૂન કરવાની વાત ખુલ્લેખુલ્લી સાબિત થઇછે અને તેની તેણે પોતે પણ ગર્ભિત કબૂલાત આપી છે.

સતિ સ્ત્રીઓમાં શિરોમણી ગુણસુંદરીને વગર વાંકે પોતાના ઘરમાં પંદર દિવસ સુધી કેદ કરી તથા તેની પાછળ પહેરો મૂકી તેનો છૂટકો થવાનોજ નથી એવી ધાસ્તી બતાવીને તથા બીજા અગણિત નીચ ઉપાયો કરીને તેનું પતિવ્રત્ત ભંગ કરવાની કોશિશ કરી.

ગુનેગારને ફાંસી દેવા સારૂ જેમ ચોકી પહેરામાં બહાર કહાડવામાં આવે છે તેમ ગુણસુંદરી જ્યારે માતાનું પૂજન કરવા જતી હતી ત્યારે તેવી જાતનો પેરો રાખી નિર્દોષ સ્ત્રીને બંદીવાન બનાવી.

બલબનખાં જેવા પાર્માર્થિક પુરૂષે સતિ ગુણસુંદરીને છોડવાની રીતસર માગણી કરી તોપણ તેની માગણી ઉપર લક્ષ નહિ આપતાં તેના જવાબમાં તરવાર બતાવી તેનો પિત્તો જાય તથા તેને ગુસ્સાનો આવેશ ભરાય તેવું કારણ આપ્યું, એણે પોતાનાં માણસોને હુકમ આપી તેના પર હલ્લાં કરાવી હુલડ કરાવ્યું તેથી કેટલાક નિરપરાધી માણસો વગર કારણે માર્યા ગયા તથા કેટલાક ઘાયલ થઇ દુઃખીથયા.

ઉપર કહેલા બધા ગુના છૂપાવવા સારૂ અનેક પ્રકારનું જુઠાણું દરબારની રૂબરૂ પણ વાપરવાને તે પાછો હઠ્યો નથી, અને એ ગુના પૂરેપૂરા સાબિત થયા છે તેથી, હું પરમેશ્વરની આગળ ચોખ્ખો ઈનસાફ આપવાને બંધાયલો હોવાથી તથા મારી પ્રજાને વિના કારણ જેનાથી દુઃખ ભોગવવું પડ્યું તે કારણ નિર્મૂળ કરવાના હેતુથી હું મારા શાણા સામદોની સલાહથી હુકમ ફરમાવુંછું કે દરિઆખાંને આજે સાંજના દિલ્લીની દક્ષિણ ભાગોળે પાકો જાપતો રાખી ફાંસી દેવી. એ વખત થતા સુધી તેને કેદખાનાના દારોગાને સ્વાધીન કરવો અને તેને સખત તાકીદ આપવી કે એ નાપાક કોઇ પણ કાવતરૂં કરીને સટકી જવા પામે નહિ, અને શેરખાં, સાંજે ફાંસીની જગાએ લાવતાં તમારે સખત બંદોબસ્ત રાખવો તથા મારી ભલામણછે કે સઘળા દરબારીઓએ પણ તે વખતે ત્યાં હાજર રહેવું. હું પણ વખત થયે ત્યાં આવીશ.

ચંપા અને કેસરે આ સાધવી સ્ત્રીને ફસાવવા માટે નીચ યુક્તિ કરી દગો કર્યો ને તેનું હરણ કરવામાં મદદ કરી માટે એ બંને પાપણીઓને રાજની હદપાર કહાડી મૂકવી ને તેઓ ફરીને આવે નહિ માટે પાકો જાપતો રાખવો.

બેટા ગુણસુંદરી, તારા જેવી દુઃખમાં રીબાતી સાધવી સ્ત્રીને માથે આવું પાપી આળ ચઢાવી તને આટલી વિતક વિતાડી તેથી હું બહુ દીલગીર છું. પણ એવા પાપીનું પાપ પકડાયું ને તારા જેવી નિર્દોષ અબળાપરનું કલંક દૂર થયું તેથી મને સંપૂર્ણ સંતોષ થયો છે. તને દુઃખ દેનાર પાપીને તેના કર્મનું ફળ મળેલું જોઈ જેમ મને આનંદ થયો છે તેમ હું ધારૂંછું કે તને અને આ આખા દરબારને સંતોષ થયો હશે. તને આટલું દુઃખ ભોગવવું પડ્યું પણ તેથી તારા જેવી બીજી નિર્દોષ અબળા એ દુષ્ટની જાળમાં ફસાતી બચી તેથી હું ધારૂંછું કે તને પડેલા દુઃખનો તું બદલો મ-

ક્યોં એમ ગણીશ. તારા જેવું પતિવ્રત્ત પાળનાર સ્ત્રીને પાપીઓના પ્રપંચથી આપઘાત કરવાનો વખત ન આવ્યો તેથી હું ઘણોજ ખુશ થયોછું; તેમ તારા જેવી પતિવૃત્તા સ્ત્રીઓ મારા રાજમાં છે એમ જાણી મારૂં મન ઘણુંજ પ્રફુલ્લિત થયું છે. વળી બલબનખાં જેવો વિરપુરૂષ તારા જેવી અબળાની વહારે આવ્યો તેથી તેની હીમતની કીમત મારા મનમાં બહુ વધી ગઇછે. બેટા. હું તને મારા પેટની દીકરી જેવી ગણુંછું. આટલું બોલી જામદારખાનામાંથી પાદશાહે હીરાનો એક અમુલ્ય હાર મંગાવી ગુણસુંદરીને પડદામાં જઈ પહેરાંવવા સારૂ ગુલાબને આપ્યો અને હુકમ કર્યો કે તેને તેના સસરાજી મોતીચંદશાહને ઘેર માન સહીત પહોંચાડવી.

મોતીચંદશાહ. આ તમારી સાધવી વહુને આટલું દુ:ખ સાંખવું પડ્યું તે તમારા અવિચારનું ને ક્રોધનું પરિણામછે. આપણાં સારાં ભાગ્યે બહાદુર બલબનખાંએ તમારા ઘરની આબરૂ જતી અટકાવી છે. હવેથી કોઈ પણ કામ કરતા પહેલા અવિચારે ઉતાવળ કરવી નહિ. ક્રોધના આવેશમાં કાંઇ પણ કામ કરવું નહિ. જે કરવું તે ક્રોધ સમ્યા પછી શાંત મનથી વિચાર કરીને ધીરજથી કરવું. તમે જોયું કે આ તમારી વહુ કેવી નિર્દોષ છે. એના ઉપર કેવાં ખોટાં આળ ચઢ્યાં, એના ઉપર કેટકેટલી વિપત્તિ આવી, કેટલો જૂલમ થયો. પણ એણે ધીરજથી પોતાનું વૃત્ત કેવું સાચવ્યું છે. આ કાગળમાં પણ એણે કેટલું ડહાપણ વાપર્યું છે. એવી સાધવી નિર્દોષ સ્ત્રીને તમે વગર વિચારે દુ:ખમાં નાંખી હતી. પણ હવે તમારી ખાતરી થઈ હશે કે એનો એમાં લગારે દોષ નથી. માટે એને પાછી તમારે ઘેર તેડી જાઓ.

છેવટે, બલબનખાં ! તમારી વિશાળ બુદ્ધિ અને મોટા મનથી હું બહુ સંતોષ પામ્યોછું. તમારી દીર્ઘદૃષ્ટિ જોઈ-હું તાજુબ થાઉંછું. તમારી મિત્રતા ને પ્રેમ સાચો છે.

તમારી રાજભક્તિનાં હું જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. રાજાના ખેરખાહ અને માણસના મિત્રો હોય તો તે તમારા જેવાજ હશે. તમે મારા રાજમાં થતા જૂલમમાંથી તમારી હીમત, હોંશીઆરીને દૃઢતાથી દરિઆખાં જેવા પાપીને પકડીને મારી રૈયતને મોકળી કરીછે, અને તેથી મારા ઉપર અને મારી પ્રજા ઉપર તમારો મોટો ઉપકાર થયોછે. તમારા હવે પછીના વખતમાં તમારી બુદ્ધિ. દીર્ઘદૃષ્ટિ. પ્રમાણિકપણું, ખરો પ્રેમ, હીમત. ધૈર્ય. બહાદુરી ને નેકઇનસાફનો મારી પ્રજાને લાભ મળે, માટે હું તમને મારા મૂખ્ય દીવાનની જગા આપુંછું. અને હું આશા રાખુંછું કે તે તમે, મારા ને પ્રજા પ્રત્યેના તમારા પ્રેમની ખાતર આ વખત કબૂલ રાખશો એવી આશાછે. એમ કહી પાદશાહે બલબનખાંને દીવાનગીરીનો પોશાક આપી બધું દરબાર બરખાસ્ત કર્યું. ધર્મોજય અને પાપોક્ષય એ નક્કીજ છે. પાપ ઘણીવાર સુધી છૂપું રહેતું નથી અને આંધળું રાજ લાંબી મુદત સુધી ચાલતું નથી. જો રાજા તીવ્ર લાગણીનો હોય તો પ્રસંગ આવે જાગૃત થાય છે અને અંધેર દૂર કરેછે અને જો રાજા બૂઠી લાગણીનો હોય તો છેવટે તેના રાજનો નાશ થાયછે એ સિદ્ધ જાણવું.

દરબાર બરખાસ્ત કરી પાદશાહ મહેલમાં ગયો તો ત્યાં, તે અગાઉથીજ પોતાના ભાઇની કેવી દશા થઇ, તેના ઉપર કેવો હુકમ થયો, સાંજના પાંચ વાગે તેની શી અવસ્થા થવાની છે, એ બધી વાત તાજબેગમના જાણવામાં આવી હતી, તોપણ હમણાં પાદશાહ તાજો ગુસ્સે થએલો હતો, તેથી બોલવાથી કાંઇ લાભ ન થતાં ઉલટી હાનિ થશે માટે શાંત થાય ત્યારે બે બોલ કહેવા એમ વિચારી, તાજબેગમ શાંત રહી; અને ભોજન કરી પાદશાહ ટાઢો થયો ત્યાંસુધી તેની ખૂબ સેવા ચાકરી કરી તેને રાજી કર્યો. પછી પાદશાહને

શાંત પડેલો જોઇ તે પાદશાહને પગે લાગી ઉદાસ એને નમ્રતાથી અરજ કરવા લાગી. સાહેબ, આપની મારા ઉપર આટલી બધી અવકૃપા કેમ થઇ? આપ મારા ઉપર જે પ્રેમ ને મહોબત રાખતા હતા તે બધું ક્યાં ગયું? આપે એકદમ મારા ઉપર આટલી બધી અપ્રીતિ કેમ કરી? મારા ભાઇના ઉપર આપે એટલો બધો કોપ કેમ કર્યો? આપ મારા મુગટના મણી, મારી દેહના માલિક અને મારા જીગરના ધણી થઇને મારાજ ભાઇ ઉપર કોપાયમાન થયા ને એક અજાણી સ્ત્રીની ખાતર તેને મોતની સજા આપી એ કેટલો કોપ? મેં આપનું શું બગાડયું છે? મેં આપનો શો અપરાધ કર્યો છે? કોઈના તરફ નહિ, પણ મારી તરફ તો નીઘા કરો અને મારા જીવની ખાતર એના ઉપર દયા કરો. આપ જેવા મારા પતિ છતાં મારો ભાઇ મારી નજર આગળ ફાંસીએ લટકે એ તેની બેનથી કેમ જોવાશે? અરે એ બોલજ મારૂં કાળજું કોરી નાંખે છે. આપની ઇચ્છા હોય કે એના ગુનાહ માટે એને સજા કરવી, તો એને એની નોકરી ઉપરથી કહાડી મૂકો. જે અધિકારનો એણે ગેરઉપયોગ કર્યો, તે એની પાસેથી લેઇ લો, કે જેથી ફરીને તે એવો ગુનોહ કરી શકેજ નહિ, પણ એટલા માટે એને આપ ફાંસીએ લટકાવોછો એ મને તો ત્રાસદાયક લાગે છે. મારી આટલી નમ્ર અરજ છતાં પણ મારી દયા આપને નજ આવતી હોય તો આ કટાર વડે પ્રથમ મનેજ મારી નાંખો કે મારે મારા ભાઇનું દુઃખ તો જોવું ન પડે! આપ વિચાર કરો કે બેન રાજગાદીની રાણી છતાં કોઇ ઠેકાણે ભાઇ ફાંસીએ ચઢયો એવું કોઈવાર પણ સાંભળ્યું છે? આવો ભયંકર બનાવ કોઈ વાર બન્યો છે? માટે સાહેબ એને કોઇપણ બીજી સજા કરો. પણ મારી ખાતર, મારાં આંસુની ખાતર, એક અબળા અર્ધાંગનાની ખાતર એને ફાંસીની

સજા માફ કરો. હું રાજગાદીની રાણી છતાં મારા ભાઇને ફાંસીએ લટકતો જોઉં તો મારા જીવતરમાં ધૂળ પડી–મારા જીવતરને ધિક્કાર છે. ભાઈ મુવાપછી મારૂં લોકોમાં શું માન રહેવાનું? એવા માન વગરનું જીવવું શા અર્થનું? માટે ગમે-તો મને મારો કે મારા ભાઇને ફાંસીએથી ઉગારો. આટલું બોલી બેગમ ગળગળી થઇ ગઇ, તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ ખરવા લાગ્યાં ને તે પાદશાહને ખોળે માથું મૂકી ડુસકે રડવા લાગી.

આનો શો ઉત્તર આપવો, આમાંથી શીરીતે છૂટવું ને શું કરવું એ પ્રથમ તો પાદશાહને કાંઇ સૂઝયું નહિ. બેગમનાં આંસુથી પાદશાહનો ખોળો ભરાઇ ગયો. તે પંડે પણ ગળગળો થઇ ગયો. પણ થોડી વારમાં ધીરજ લાવીને બેગમનું માથું ઉંચું કરી સામે બેસાડી બોલ્યો. બેગમ? રાજ દરબારી કામમાં તમે ન સમજો. ન્યાય અન્યાય જોવામાં ને ખરૂં ખોટું ખોળવામાં તમને સૂઝ ન પડે. આ ઠેકાણે હું તારો ધણી છું, દરિઆખાંનો બનેવી છું. પણ દરબારમાં દરિઆખાંના બનેવી તરીકે ઈનસાફ કરવા બેઠો નહોતો. ત્યાં-તો પ્રજાના પિતા તરીકે બેઠો હતો. તું એકવાર દરિઆ-ખાં તારો ભાઈ છે એ વિચાર તારા મનમાંથી દૂર કર અને પછી વિચાર કર કે તારી દીકરી હોય ને તેના ઉપર કોઇ ત્રાહિત પુરૂષ આ પ્રમાણે જૂલમ ગુજારે તો તને કેવું માઠું લાગે? તું તેના ઉપર કેટલી ગુસ્સે થાય? તું તેને કેવી સજા થએલી જોવાને ઈચ્છે? એનો વિચાર કર. દરિઆખાં તારો ભાઈ ન હોત ને એણે આ પ્રમાણે પરાઈ સ્ત્રી ઉપર છળ કપટ કરીને, એક બે માણસોનાં ખૂન કરીને અને એક સ્ત્રી ઉપર જૂલમ કરીને કેર વરતાવ્યો હોત તો તું તેનો બચાવ કરત? ગુણસુંદરી તો એક ધનવાનની અને એક હીમતે બ-હાદુર સરદારના મિત્રની સ્ત્રી છે; પરંતુ એક કંગાળ પણ

પતિવૃત્તા સ્ત્રી ઉપર તેણે આવો જૂલમ કર્યો હોત, તોપણ તે આવીજ સજાને લાયક ઠરત. બલકે એવી અનાથ સ્ત્રી ઉપર જૂલમ ગુજારનાર તો એથી પણ વધારે સજાને પાત્ર થાત. કેમકે જેને કોઇપણ સહાય કરનાર ન હોય તેને રાજાનો ધર્મ છે કે સહાય કરવી. રાજાની ગાદી છે તે ધર્મસ્થાન છે, ત્યાં અધર્મ કે અન્યાય થવો ન જોઇએ, એ ખૂબ યાદ રાખવું. રાજસ્થાનમાં અન્યાય કરનારનો ગુન્હો પરમેશ્વર કોઇ દિવસ સાંખનાર નથી. ક્યામતને રોજને દિવસે જ્યારે ઇનસાફ થશે ત્યારે ખુદા આપણી પાસે પણ આપણાં કરેલાં કામોનો જવાબ માગશે, તે વખતે આપણે સગાવહાલા જોઈને, વહાલા અળખામણી કરીને, અન્યાય કર્યો હોય તો શો જવાબ આપીએ? તે વખતે એ સર્વેનો મહાન પિત આપણા ઉપર કેવો નાખુશ થાય? આપણાં કરેલાં કામની કેવી મહાભારત સજા ભોગવવી પડે? અને તે વખતે આપણને કેટલો પસ્તાવો થાય? આપણને અનંતકાળ સુધી કેટલું દુઃખ ભોગવવું પડે? તો આ દુનિઆના થોડા કાળના સુખને માટે ને આ દુનિઆના થોડા કાળના સગપણને માટે, આપણે પક્ષપાત કરીને અનંતકાળ સુધી પસ્તાવાનું ને દુખ પામવાનું કામ કરવું એ કેવું અવિચારનું કામ કહેવાય? એ કેવી નાદાની ને મૂર્ખાઇ કહેવાય? દરિઆખાંને આપણે રાજકારભાર સોંપ્યો તે કેવું કામ કરવાને? લોકોના જાનમાલનું રક્ષણ કરવાને, પડે પ્રમાણિકપણે ચાલી તાબાના નોકરોને ન્યાયથી ચલાવવાને, વાજબી ઇનસાફ આપવાને. તેમનાં દુઃખ ને જૂલમ દૂર કરવાને અને રૈયતને પોતાનાં છોકરાં પ્રમાણે ગણીને પિતાની પેઠે પાળવાને. આપણે કારભાર સોંપ્યો હતો; તે કામ એણે કેવું ઇમાનદારીથી બજાવ્યું તેનો વિચાર કર. મેં એના ઉપર વિશ્વાસ રાખ્યો તે વિશ્વાસ તોડીને મને પણ ખોટી ખોટી

ખબરો આપીને છેતર્યો. આપણા નગરશેઠના છોકરાની વહુને આટલું વિતાડયું તો એણે બીજા તો કેટલાએ કંગાળને પીડયા હશે! રૈયત બધી નારાજ થએલી દેખાયછે. બધા અમીર ઉમરાવો એના ઉપર નાખુશ છે. એના જૂલમથી આખું રાજ પાયમાલીમાં આવી ગયુંછે. અને આ ગુન્હો પકડાયો નહોત તો કદાચ એનાં ભૂંડાં કર્મનું ફળ આપણી બેદરકારીને લીધે આપણે પણ ભોગવવું પડત: પણ સારે નસીબે અને ખુદાની આપણા ઉપર મહેરબાનીને લીધે આ ગુન્હો પકડાયો. એટલે આપણે તે દહેશત રાખવાની હવે જરૂર નથી. નહિતો હું પાદશાહ, તું બેગમ, આ રાજ મેહેલ અને તારૂં આ અપરિમિત સુખ ક્યાં રહેત? તે સઘળું રાજની ખાખાવીખી સાથે નાશ પામત. માટે પરમેશ્વરનો પાડ માન કે આટલેથીજ પત્યું, નહિતો દરિઆખાં તો દુઃખી થાત પણ તેની સાથે આપણે પણ રડબડવું પડત. પણ એ બધી વાત કોરે મૂકી વિચાર કર કે આપણે એકવાર એનો ગુન્હો માફ કરી જવા દેઇશું, પણ આપણો સર્વનો માલિક એને કેમ છોડશે ? જેણે આપણને અને આ સર્વ બ્રહ્માંડોને બનાવ્યાંછે તે આપણ સર્વનો પિતા છે, તેને કોઇ વહાલું ને અળખામણું નથી, તે અન્યાયી કે પક્ષપાતી નથી, તે એનાં પાપ કોઈ દિવસ સાંખી રહેવાનો નથી. આપણને આજ સુધી દરિઆખાં છેતરી શક્યો, પણ એ વિશ્વવ્યાપી પિતાને છેતરી શકવાનો નથી એ નક્કી સમજવું. એ તેની પાસે કોઇ પણ રીતે બચવાનો નથી એ સિદ્ધ સમજવું. એનાં કરેલાં બુરાં કર્મનું ફળ ત્યાં તો એને મળવાનુંજછે. જે માણસ આ દુનિઆમાં જેવાં કર્મ કરેછે તેને તેવું ફળ ભોગવવું પડે છે. માટે એ વાતનો તું વિચાર છોડી દે. જો આપણે એને છોડી દીધો તો તે આ દુનિઆમાં એથી પણ વધારે ભૂંડાં કર્મ કરી તે મહાપિતાને વધારે ગુસ્સે કરી, વધારે સ-

ખત સજાને પાત્ર થાત, માટે એને આ સજા કરીને હવે પછીથી દુનિઆમાં અનંતકાળ સુધીના દુઃખમાં પડતો આપણે બચાવીએ છીએ એમ જાણવું. વળી તારે નક્કી સમજવું કે એનો ગુન્હો જાણ્યા પછી તું ગમે તેમ કરીશ તોપણ હું એને છોડવાનો નથી. મારો કરેલો હુકમ હું કોઇ રીતે ફેરવનાર નથી. એ તો તારો ભાઇછે પણ જો કદાચ આવો ગુનો કરનાર મારો પોતાનો ભાઈ હોત કે શાહજાદો હોત તોપણ હું તેને છોડત નહિ. દેખતી આંખે હું કૂવામાં પડવાનોજ નથી. ગુન્હો જાણ્યા પછી અન્યાય કરીને કે અખાડા કરીને છૂપાવવાનોજ નથી. આખું બ્રહ્માંડ ફરી જાય તોપણ હવે એ હુકમ ફરવાનો નથી. એને માફ કરીને છોડી મૂકવો તે આ દુનિઆમાં એથી પણ વધારે મોટા ગુન્હા ને પાપ કરવાને માટેજ. કેમકે એવી દુષ્ટ ચાલના માણસો કોઈવાર ગમે તે ઉપાયથી પણ સુધરતા નથી. તો એને વધારે પાપી કરી મહાન્ સજાને પાત્ર કરીને અને તે જગત પિતાનો કોપ આપણા માથા ઉપર ખેંચી લેઇને એવડો ગુન્હો હું કોઈવાર માથા સાટે પણ કરનાર નથી. માટે હવે એ વાત તારા મનમાંથી કહાડી નાંખ. એવા દુષ્ટનો બચાવ કરવાનું કહેતાં તને શરમ પણ નથી આવતી? એવો પાપી ભાઈ ન હોય તોજ સારૂં. કેમકે એવા ભાઈઓ આ દુનિઆમાં પોતાનું નામ બોળેછે ને પોતાનાં સગાંવહાલાંને પણ ફજેત કરેછે. માટે એવા દુષ્ટ ભાઇથી તારી ને તેને લીધે મારી ફજેતી થતી અટકાવવાનો એજ ઉપાયછે. એનો નાશ થવામાં તારૂં ને મારૂં માન છે અને ખુદાની મહેરબાની મેળવવાનો માર્ગછે. એનો નાશ થવામાંજ આપણને આ લોકમાં પણ સુખ છે ને પરલોકમાં પણ છે. એને જીવતો મૂકવામાં આપણો કુટુંબી સંપ ને સુખ જશે. એને છોડવવાનો આગ્રહ કરી આપણા સુખનો તું નાશ કરવા

ઇચ્છેછે? તારા જેવી સમજુ ને શાણી સ્ત્રીએ આ પ્રમાણે દુષ્ટ માણસનો બચાવ કરવાનું કહેતાં શરમાવું જોઇએ. એવા પાપી માણસને ભાઈ તરીકે દુનીઆમાં જાહેર કરતાં લાજવું જોઇએ. તારે તો એ ભાઇજ નહોતો એમ ગણી શાંત રહેવું જોઇએ કે જેથી તારા જેવી ડાહી બેગમના એવા દુષ્ટ ભાઇનું નામજ ભુસાઈ જાય. ટુંકામાં એટલુંજ કે હવે એ બચવાનો નથી–મારો હુકમ ફરવાનો નથી, માટે નકામા કકાસથી આપણા ઘરમાં કુસંપ કરી દુઃખનાં બીજ વાવીશ નહિ. એટલું બોલી પાદશાહ છાનો રહ્યો.

દિલ્લીની દક્ષિણ બાજુએ દરવાજા બહાર સાંજના પહોરની લોકોની ઠઠ ભરાવા લાગી. તેમાં ઉપલા વર્ગ કરતાં નીચલા વર્ગના લોકોની સંખ્યા વિશેષ હતી. પાદશાહની સ્વારી ત્યાં આવવાની હોવાથી ગરબડ ન થાય માટે રસ્તા ઉપર પોલીસ ભીડ થવા દેતી નહિ. દરવાજા બહાર ચોગાનમાં પણ એક ખુલ્લી જગાએ લોકોને ભરાવા દીધા નહોતા. તે જગાની આસપાસ સવારો નાગી તરવારે ફરતા હતા. તમાશગીર લોકો ટેકરા ઉપર ને ઝાડ ઉપર ચઢી ડોકીઆં કરતા હતા. કેટલાક ખભા ઉપર છોકરાં તેડી એટલી ભીડ છતાં આવ્યા હતા. કેટલાક છાપરાં ઉપર, અગાસી ઉપર, બારીએ ને ડોકાબારીએ જોતા હતા. કેટલાક કિલ્લાની દિવાલપર ચડી બેઠા હતા. થોડા વખત પછી હાથીની અંબાડીઓપર ને ઘોડા ઉપર જરીનાં કપડાંવાળા આવવા લાગ્યા. તેમાં જામાવાળા પણ કેટલાક દેખાતા હતા. પણ તે બધાની સંખ્યા થોડી હતી. દરિઆખાંને તે દિવસે તે જગ્યાએ ફાંસી દેવાની હોવાથી એ બધા એકઠા થતા હતા. જોવા આવનારમાં ઘણા તો પોતાપર પડેલા જુલમનું શત્રુને મરતો જોઇ વેર વાળવા આવ્યા હતા. કેટલાક માત્ર તમાસો જોવાની ખાતર, કેટલાક પાદશાહને જોવાને અને કેટલાક

રસ્તે જતાં ઘણાં માણસોનાં ટોળાં દેખી ઉભા હતા. મોતીચંદશાહને બલબનખાં પડયા ઉપર પાટું મારે તેવા નહોતા. એક દયાળુ ને એક બહાદુર પુરૂષ હોવાથી શત્રુને મુવેલો જોવાને તેઓ રાજી નહોતા, તોપણ પાદશાહના આમંત્રણને માન આપી આવ્યા હતા. ઘણા ઉમરાવો પણ એ તમાસામાં સામેલ થવાને રાજી નહોતા પણ માત્ર પાદશાહના આમંત્રણને લીધેજ આવ્યા હતા. પછી થોડી વારમાં નાગી તરવારવાળા ચોકીદારની વચ્ચે એક ગાડી આવતી જણાઇ, એટલે સઘળા લોકો તેમાં બેઠેલા તરફ જોવા લાગ્યા. કેટલાક તેના ઉપર ધિક્કારની, ને કેટલાક દયાની નજરથી જોતા હતા. દરિઆખાંને ફાંસીએ લટકાવવા એ ગાડીમાં ઘાલી લાવ્યા હતા. તેનાં સગાં વહાલાંમાંનું કોઈ ત્યાં જણાતું નહોતું. એ ગાડી સ્થિર પડી નથી, એટલામાં હાથીની અંબાડીમાં બેસો પાદશાહ આવતો જણાયો. તેની આંખ ઉપરથી જણાતું હતું કે તેની દરિઆખાં ઉપરની રીસ હજુ સમી નહોતી. નહિતો આવા કામમાં તે સામેલ થાત નહિ. પણ તેની નજર આગળ કંગાળ દરિઆખાં ફાંસીએ લટકે નહિ, ત્યાંસુધી તેની રીસ સમે તેમ જણાતું નહોતું. રસ્તા ઉપર બારીએ ને અટારીએથી પાદશાહને ફૂલથી વધાવી લેવામાં આવ્યો હતો, એમ તેની ફૂલથી છવાએલી અંબાડી કહેતી હતી. લોકોનો બોએલો પ્રેમ તેને મળ્યો હતો. તેણે તેની વહાલી બેગમના ભાઇ–પોતાના સાળા દરિઆખાંને ફાંસીએ લટકાવવાનો હુકમ કરીને. રૈયતને ઈનસાફ આપ્યો હતો. એટલુંજ નહિ પણ પાપી દરિઆખાંની જગાએ અનુભવી, બહાદુર, પ્રમાણિક ને ચંચળ બલબનખાંને નીમ્યાથી સઘળી પ્રજાને ભાવતું થયું હતું. દરિઆખાંને ફાંસીએ લટકાવવાનો હુકમ સાંભળી તેઓ ખુશી થયા હતા, પણ હમણાં જ્યારે એને ફાંસીએ લટકવવાનો વખત આવ્યો, ત્યારે સઘળા

સમજુ નારાજ દેખાતા હતા. પાદશાહ દરિઆખાંને છોડી મૂકે તો તેઓ ખુશી થાત અગર પાદશાહનો ગુસ્સો નરમ પડેલો તેમને જણાયો હોત તો તેઓ પડે જઇને તેને છોડી મૂકવાને અરજ કરત. પણ નાસરૂદ્દીનશાહની આંખો રાતી જોઇ તેઓ છાનામાના બેસી રહ્યા.

ફાંસીનું લાકડું તૈયાર રાખેલું હતું. દોરીએ ગાળો કરેલો હતો. દરિઆખાંને ઉપર ચઢાવી ગાળો ગળામાં નાંખી પાટીઉં ખસેડી લે એટલી વાર હતી. પાદશાહનો હુકમ સાંભળી સઘળા ચૂપ થઇ ગયા, દરિઆખાંને ગાડીમાંથી બહાર કહાડયો. તે નીચું માથું રાખી ઉભો હતો. તેને હીમત તો મૂળથીજ નહોતી. તે ઘણો હીચકારો પુરૂષ હતો. એવા માણસમાં મરણની સામા થવાની હીમતજ ક્યાંથી હોય? મરણ નજીક આવ્યું જોઇ તે થર થર ધ્રૂજતો હતો, એમ નહિ કે મુવા પછી કયામતે રોજને દિવસે એનાં પાપી કામનો તે શો જવાબ દેશે તે વિચાર કરવાથી તે ધ્રૂજતો હતો, માત્ર ફાંસીએ લટકવાના ભયથીજ તે ધ્રૂજતો હતો, જેણે ઘણાને લટકાવેલા તેને લટકવાનો વખત આવ્યાથી તે ધ્રૂજતો હતો. પણ એના ધ્રૂજારાનો જલદી છેડો આવે એમ જણાવા લાગ્યું. પાદશાહે તેને મરતા પહેલાં પરમેશ્વરની પ્રાર્થના કરી લેવાનો હુકમ કર્યો. ખુદા તેને યાદ આવ્યો. તેનું શું થશે તેનો વિચાર એને ઉત્પન્ન થયો. એનાં કામનો બદલો તે ઈનસાફી બાપ શી રીતે લેશે તે વિચારવા લાગ્યો. માફી મળવા માટે તે મહાન પિતાને સમીપ જાણી પગે પડયો. તે દુનિઆ ભૂલી ગયો. તેની આસપાસ તે જગતકર્ત્તા વિના બીજાને જોતો નહિ. તેનાં કામનો તે ખરો પસ્તાવો કરવા લાગ્યો. એક ધ્યાન ધરી તે દયાળુ પિતાની માફ માગવા લાગ્યો. હવે તે આ દુનિઆં ભૂલી ગયો. જાણે તે બીજા લોકમાં, તે નેક ઇનસાફી ન્યાયાધિશની હજુરમાં પોતાના કામનો જવાબ દેવા ઉભો હોય તેમ હાથ જોડી કંગાળ ચેહરે પશ્ચિમ દિશા તરફ મોં કરી ઉભો રહ્યો. જાણે તે કરમરીને તેની આગળ માફ માગતો હોય તેમ જણાયું. તેનો

કંગાળ ને દયામણો ચેહેરો જોઈ પથ્થર જેવી છાતીના માણુસનું કાળજું પણ કોરાઈ જાય તો તે કરૂણાસાગર બાપનું કેમ ન પીગળે? ખરેજ તે દયાળુ પિતાને દયા આવી. પાદશાહના હુકમથી તેને ફાંસીના પાટીઆ ઉપર ચઢાવી દીધો. દોરી ગળામાં નાંખી દીધી. હવે પાટીઉં ખસેડી લેવાનો હલાલખોરને હુકમ કરવાનોજ માત્ર બાકી હતો. એટલામાં દૂરથી "પાદશાહ સલામત" એટલા શબ્દો પાદશાહને કાને પડયા. એટલે પાટીઉં ખસેડવાનો હુકમ આપતાં પહેલાં તેણે દૂર નજર કરી તો થોડેક છેટે લોકોની જાડી ઠઠ જામેલી હતી. તેમાં સવારો વિશેષ હતા. સવારોના મોં ઉપર ધૂળ છવાયાથી દૂરના મુસાફર જેવા જણાતા હતા. કેટલાક હજુ પાછળથી ઘોડા ઠેકાવતા આવતા હતા. તેમની પાછળ ગાડાંઓની લંગર લાગેલી હતી. લાંબી નજર કરતાં એક મોટી વણઝાર આવતી હોય તેમ જણાયું. લોકોનાં ટોળાં ઉપર નજર કરી તો તેમાંથી બે જણા ચાલીને પોતાની તરફ આવતા જણાયા. આગળ સિપાઇઓ લોકોની ભીડને ખસેડતા હતા. એ બે જણાની પાછળ કેટલાક બોજન પણ આવતા હતા. નજીક આવ્યા ત્યારે પાદશાહે જોયું તો મોતીચંદશાહને અને ઝવેરચંદશાહને દીઠા. પાદશાહે નીચે ઉતરી બન્નેની મુલાકાત લીધી. દરિઆખાંને ફાંસી મળતી અટકી પડી. એ કોણ હશે. પાદશાહ શા માટે નીચે ઉતર્યો હશે, હવે આ જીંદગીનો છેડો કયારે આવશે, એ વિષેના વિચાર સાગરમાં દરિઆખાંને ઝૂલતો રાખી, પાદશાહ મોતીચંદશાહના દીકરાની ખબર અંતર પૂછવામાં રોકાયો. ઝવેરચંદ ઓચીંતો કયાંથી આવ્યો, મુસાફરીમાં કેમ થયું, શો શો માલ લાવ્યો, શું કમાઇ કરી આવ્યો, ત્યાંના લોકો ને રાજા કેવા હતા, ઈત્યાદિની પૂછપરછ થવા લાગી. ઝવેરચંદના સમાચાર સાંભળી બલબનખાં પણ આવીને મળ્યો. ઝવેરચંદને તેના બાપે ટુંકામાં ત્યાં ભેળા થવાનું કારણ સમજાવ્યું હતું. તેથી મોડું થઇ જશે એમ ધારી ઝવેરચંદેજ "પાદશાહ સલામત"નો પોકાર મારી તેનું ધ્યાન પોતાના તરફ ખેંચી લીધું હતું. ઝવેરચંદે પાદશાહ પાસે માફી માગી અરજ કરી કે મારી ખાતર આપ એને

જીવતો મૂકો. હું પરદેશથી સહીસલામત આપની હજુરમાં આવ્યો તેની ખુશાલીમાં એને જીવતો મૂકો. પાદશાહથી ઝવેરચંદનો બોલ પાછો ફેરવાયો નહિ, અને દરિઆખાંને નીચે ઉતારવાનો હુકમ કર્યો. તોપણ એના પાપી કામના બદલા દાખલ એણે ફરીને મને મોં બતાવવું નહિ એવું ફરમાવી એને દેશપાર કર્યો. ગુણ કરનારા ઉપર ગુણતો પશ્વાદિ પ્રાણીઓ પણ કરેછે, પરંતુ અવગુણ ઉપર ગુણ કરે એજ સજ્જન જાણવો.

દરિઆખાંનાં સગાં વહાલાં એ વાત સાંભળી ખુશી થયાં. દરિઆખાંની દયા ખાનારા એને જીવતો રાખ્યો જાણી રાજી થયા. ખરે ખરૂં નાખુશ થનારૂં કોઇજ નહોતું. કેમકે જેનો એણે ગુન્હો કર્યો હતો અને જેના વાંક માટે તે ફાંસીએ લટકતો હતો, તેણેજ એને મરતો ઉગાર્યો હતો. સઘળા ખુશીના પોકાર મારતા પાછા વળવા લાગ્યા. ઝવેરચંદશાહ આવ્યો ને દરિઆખાંને મરતો ઉગાર્યો, એ વાત આખા શેહેરમાં ફેલાયાથી તેની કીર્ત્તિ પસરી ગઇ. પાદશાહ, બલબનખાં ને ઝવેરચંદ તથા મોતીચંદશાહ છૂટા પડ્યા. દરિઆખાં ઝવેરચંદશાહના પછવાડે મોં સંતાડતો હતો. તેના મનમાં તે પોતાની જીંદગાની માટે ઝવેરચંદનો આભારી થયો હતો. પણ તે બતાવવા તેની જીભ ઉપડતી નહોતી. ઝવેરચંદને મોં કેમ બતાવવું તે તેને સુજતું નહિ. એમ કરતાં તેઓ મોતીચંદશાહની ડેલીએ આવ્યા. ત્યાં આગળ ઉભા રહી સઘળાની રજા માગી તેઓ અંદર જાયછે એટલામાં માફ માગતો એક આદમી તેમના પગ આગળ પડ્યો. દરિઆખાં વગર બોલે તેમના પગ આગળ માથું મૂકી હિંદુઓ જેમ દેવની આગળ લાંબા થાયછે તેમ નમસ્કાર કરવા લાગ્યો. ઝવેરચંદશાહે તેને ઉઠાડી, તેની આસનાવાસના કરી, તેના ગુન્હાની તેને માફી આપી, તથા હવેથી કોઇ પાપ નહિ કરવાને શીખામણ દેઇ વિદાય કર્યો.

ગુણસુંદરીએ પોતાના સ્વામિના આવ્યાના સમાચાર સાંભળ્યા હતા તેથી તે, તેની સાસુને નણંદ, તેને મોતીએ વધાવી લેવાને થાળ ભરી આંગણામાં ઉભાં હતાં. માએ ને એને ઓવારણાં લીધાં ને ગુણસુંદરીએ એને વધાવી લીધો.

ને સઘળાં ઘરમાં જઇ સુખ દુ:ખની વાતો કરવા લાગ્યાં.

સઘળી વાતથી વાકેફ થયા પછી ઝવેરચંદ બલબન-ખાંનો કેટલો ઓશિંગણ થવો જોઇએ? જમ્યા પછી તરતજ તે તેને મ્હેલે મલવા માટે ગયો ને તેનો બહુ ઉપકાર માન્યો. તેની મંગાવેલી કટાર લાવવી તે ભૂલી ગયો નહોતો. તે તેણે એને આપી અને સુખ દુ:ખની વાતો કરી ઘેર આવ્યો. તે પછી ઝવેરચંદના ને ગુણસુંદરીના પ્રેમમાં કોઈવાર ભંગ પડયો નહિ. તેઓ સુખભોગમાં પોતાના દિવસ ગુજારવા લાગ્યાં. આ વિયોગની કસોટીમાં તેમનો પ્રેમ એટલો તે-જસ્વી ને ઘટ્ટ થયો કે તેથી તેમણે જીવતા સુધીમાં કોઇ વાર દુ:ખ કે શોકનું મોં સરખું પણ દીઠુંજ નહિ. વળી તેઓ મરતા સુધી બલબનખાંનો ઉપકાર કે પ્રેમ ભૂલી ગયાં નહિ. તેમની પ્રીતિ નિર્વિઘ્ને છેવટ સુધી ટકી રહી. તેમજ બલબન-ખાંના અદલ ન્યાયથી, નેકીથી, બહાદુરીથી ને હોશીઆરીથી નાશરૂદ્દીનશાહનું રાજ પણ છેવટસુધી સલાહ શાંતિમાં ચા-લ્યું તથા રાજમાં આબાદિ વધીને રૈયત સુખી થઇ. દરિ-આખાં મરતો ઉગર્યાથી બેગમ પણ રાજી થઈ. તેને દેશપાર કર્યો હતો તેની દીલગીરી કેટલાક મુદતે તેના અંત:કરણમાંથી ભૂસાઇ ગઇ તેથી, ને બલબનખાં જેવા બહાદુર ને પ્રમાણિક માણસના હાથમાં દીવાનગીરી આપવાથી નાસરૂદ્દીનશાહે નિરાંતે ઇશ્વર ભક્તિમાં પોતાનું બાકીનું આયુષ્ય પુરૂ કર્યું.

અહીં આગળ આ વાત પુરી થાયછે. તેમાંથી સાર ક-હાડવો એટલો સહેલોછે કે તે અમે વાંચનારની મુનસફી ઉપર સોંપીએ છીએ અને અમે તે પરમ કરૂણા સાગર પિ-તાની પ્રાર્થના કરીએ છીએ કે આપણા દેશમાં ગુણસુંદરી જેવી ગુણવાન સ્ત્રીઓ, ઝવેરચંદશાહ જેવા દયાળુ ધણીઓ, બલબનખાં જેવા ખરા ને એક વચની દોસ્તો ને પ્રધાનો તથા નાશરૂદ્દીનશાહ જેવા પ્રજાને બેટાબેટી તુલ્ય ગણે એવા ને નેક ઇનસાફી રાજાઓ આપે. તથાસ્તુ.

સમાપ્ત.